મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી ઇનામ, લાયબ્રેરી માટે મંજૂર.

ઉપયોગી ભૂગોળમાળાઃ-મણકો ૧ લો.



# ગુજરાત પ્રાંત.

કર્તા

વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ

એસિ. શિક્ષક.

પ્રે. રા. ટ્રે. કોલેજની પ્રેક્ટિ. સ્કુલ.

અમદાવાદ.

પ્રસિદ્ધ કર્તાઃ—

પોપટલાલ મગનલાલ ગજરાવાળા.

મેનેજર; ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

રીચીરોડ, અમદાવાદ.

કિંમત, ૦-૪-૦.

મુંબઇ ઇલાકાના કેળવણીખાતા તરફથી ઇનામ, લાઇબ્રેરી માટે મંજુર.

શાળોપયોગી ભૂગોળમાળા:—મણકો ૧ લો.

# ગુજરાત પ્રાંત

અને

## ઉત્તર વિભાગ.




કર્તા,

વલ્લભભાઇ લલ્લુભાઇ પટેલ.

આસિ૦ શિક્ષક, પ્રે. ટ્રે. કો. ની પ્રેકિટ. સ્કુલ.









છપાવી પ્રસિદ્ધ કર્તા.

પોપટલાલ મગનલાલ ગજરાવાળા.

ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો.

રીચીરોડ—અમદાવાદ.





આવૃત્તિ ૩ જી ] [ સને ૧૯૨૫




કિંમત ૦-૪-૦.

# પ્રસ્તાવના.

કુમળી વયનાં બાળકો આનંદથી વાંચે, ભૂગોળના અગત્યના સિદ્ધાંતો તેમના સમજવામા આવે અને શિક્ષકોને કંઇક ઉપયોગી થઇ પડે. તેવી **ગુજરાત પ્રાંતની ભૂગોળ** લખવાનો વિચાર લાંબી મુદતે પણ અમલમા મુકાતાં મને ઘણો આનંદ થાય છે.

" માત્ર સ્થળોના નામ ગોખાવવામાંજ ભૂગોળ શીખવવાનો હેતુ પરિસમાપ્ત થતો નથી. અમુક ભાગની આબોહવા કેવી છે, તેવી આબોહવા હોવાના શા શા કારણો છે, તેનુ કુદરતી સ્વરૂપ કેવું છે, તેથી ત્યાની પ્રજાના સ્વભાવ ને વેપાર પર કેવી અસર થાય છે, ત્યાથી કયો માલ પરદેશ ચઢે છે, અને પરદેશથી કયો માલ ત્યા આવે છે. આ બાબતો ભૂગોળના વિષયમા શીખવવી જોઇએ." શિક્ષણશાસ્ત્રનો આ સિદ્ધાંત લક્ષમા રાખીને આ નાનકડું પુસ્તક લખવામા આવ્યું છે, આશા છે કે તે વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઇ પડશે.

નદીઓ, પર્વતો, આબોહવા વગેરે સંબંધી કેટલાક પાઠ યોજવામા આવ્યા છે, તે ખાસ ઉપયોગી છે.

અનુભવી શિક્ષકબન્ધુઓ તરફથી યોગ્ય સુધારો વધારો કરવાનું સૂચવવામા આવશે, તો આભાર સાથે તે સ્વીકારી હવે પછીની આવૃત્તિ વખતે તેનો અમલ કરવામા આવશે.

આ પુસ્તક લખવામા પ્રેક્ટિ૰ સ્કૂલના હેડમાસ્તર રા. વલ્લભભાઇએ જે કીમતી મદદ કરી છે, તે માટે તેઓ સાહેબનો; તથા પ્રસિદ્ધ કર્તા રા. પોપટલાલનો હું અંતઃપૂર્વક આભાર માનું છું.

અમદાવાદ.
માર્ચ ૧૯૨૫.

વ. લ. પટેલ.



ગુજરાત પ્રાંત
બ્રિટિશ રાજ્ય
દેશી રાજ્ય
વડોદરા રાજ્ય
કચ્છનું મોટું રણ
રજપુતાના
પાલણપુર
રાધનપુર
કચ્છ
ભુજ
અંજાર
નાનું રણ
કચ્છનો અખાત
મોરબી
ધ્રાંગધ્રા
ઝાલાવાડ
નવાનગર
રાજકોટ
હાલાર
કાઠિયાવાડ
ગોંડલ
બોટાદ
પોરબંદર
જુનાગઢ
સોરઠ
ગોહિલવાડ
પાલીતાણા
કુંડલા
વેરાવળ
સોમનાથ
દીવ (પોર્તુ.)
જાફરાબાદ
ખંભાતનો અખાત
અમદાવાદ
મહીકાંઠા
અહમદનગર
મધ્ય હિંદુસ્તાન
બારીયા
દાહોદ
છોટાઉદેપુર
નર્મદાનદી
ભરૂચ
નાંદોદ
તાપીનદી
ડાંગ
ખાનદેશ
વલસાડ
ધરમપુર
નાશિક
ઇગતપુરી
થાણા
અહમદનગર
મુંબઈ

## જમીનના અને સમુદ્રના આકાર



આખી પૃથ્વીનો આસરે એક ભાગ જમીન છે, અને ત્રણ ભાગ પાણી છે.

જમીનના મોટા ભાગને ખંડ કહે છે.

પાણીના મોટા જથાને મહાસાગર કહે છે.

મહાસાગરના નાના ભાગને સાગર, સમુદ્ર કે દરીઓ કહે છે.

દરીઆની પાસેના જમીનના ભાગને કિનારો કહે છે.

જમીનની વચ્ચે પાણીનો મોટો ભાગ હોય, તેને સરોવર કહે છે.

ચારે બાજુ પાણી હોય એવા જમીનના કકડાને ટાપુ, દ્વીપ, કે બેટ કહે છે.

ખારા પાણીનો ફાંટો જમીનમાં ઘણે આઘે સુધી ઘુસેલો હોય, તેને અખાત કહે છે.

જમીનની અંદર ઘુસતા ખારા પાણીના પહોળા ભાગને ઉપસાગર કહે છે.

જમીનનો જે ભાગ દરીઆમાં ઘૂસ્યો હોય, તે ભાગના અણીવાળા ભાગને ભૂશિર કહે છે.

પાણીના બે મોટા ભાગને જોડનારા પાણીના નાના ભાગને સામુદ્રધુની કહે છે.

જમીનના બે મોટા ભાગને જોડનારો જમીનનો નાનો ભાગ સંયોગિભૂમિ કહેવાય છે.

જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી હોય, ને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.



## પાઠ ૧ લો–ગુજરાત પ્રાંત.

છોકરાઓ, તમે તમારા ગામની, તાલુકાની, અને જિલ્લાની ભૂગોળ શીખી ગયા. આ ચોપડીમાં તમને એથી વધારે શીખવાનું મળશે.

આપણે એક બીજા સાથે વાત કરતાં જેવી બોલી બોલીએ છીએ, તેવી બોલી દરેક જગાએ બોલાતી નથી. જુદી જુદી જગાએ જુદી જુદી બોલી બોલાય છે. આપણે જે બોલી બોલીએ છીએ તે બોલી **ગુજરાતી** કહેવાય છે. **એકજ જાતની ભાષા બોલનારા અને એકજ રીત રિવાજવાળા લોકો જેટલા ભાગમાં વસે છે, તેને પ્રાંત** કહે છે. આપણે ગુજરાત પ્રાંતમાં રહીએ છીએ. પહેલાંના વખતમા અહીં ગુર્જર જાતના લોકો આવીને રહ્યા હતા. તેમના નામ પરથી આપણા પ્રાંતનું નામ **ગુજરાત પ્રાંત** પડયું છે. **ગુજરાતી** ભાષા બોલનારા હિંદુ; મુસલમાન, કે પારસી સઘળા **ગુજરાતી** કહેવાય.

**સીમાઃ**—ઉત્તરે કચ્છનુ રણ અને મારવાડ, પૂર્વે ખાનદેશ ને માળવાપ્રાંત, દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર, અને પશ્ચિમે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર છે.

---

## પાઠ ૨ જો–કુદરતી વિભાગો.

આપણા પ્રાંતનો વિસ્તાર ૫૫૦૦૦+ ચોરસ માઇલ છે.

ગુજરાતપ્રાંતના નકશા તરફ જોઈશું, તો તેના કુદરતી રીતેજ બે ભાગ પડેલા નજરે પડે છે. આ બે ભાગો

---

+ શિક્ષકે પોતાના જિલ્લાના વિસ્તાર સાથે સરખાવવો.

કચ્છનું રણ અને ખંભાતના અખાત વચ્ચેની જમીનની સાંકડી પટીથી જોડાએલા છે. પશ્ચિમ ભાગથી ત્રણ બાજુએ દરીઓ આવેલો છે, ને એક બાજુએ જમીન આવેલી છે, તેથી એનું નામ **દ્વીપકલ્પ** પાડીશું. પૂર્વ તરફનો ભાગ મોટો છે. એની ઉત્તર, દક્ષિણ, ને પૂર્વ દિશાએ પહાડો આવેલા છે, તેને લીધે તે બીજા ભાગોથી જુદો પડયો છે. આ ભાગને આપણે ખંડસ્થભૂમિ કહીશું.

દ્વીપકલ્પને એક જુદોજ ભાગ ગણીને ખંડસ્થભૂમિનેજ કેટલાક ગુજરાત નામથી ઓળખે છે. એ દ્વીપકલ્પનું નામ કાઠિઆવાડ છે. અસલ એને સૌરાષ્ટ્ર એટલે સુંદરભૂમિ કહેતા હતા. પણ ચારસેં વરસ પહેલાં કાઠી જાતના રજપુતો આ ભાગમાં આવીને વસ્યા ત્યારથી તેમના નામ પરથી એનું નામ કાઠિઆવાડ પડયું છે.

## પાઠ ૩ જો.

આપણે જેના પર ચાલીએ છીએ, તથા જેના પર ગામો અને શહેરો વસેલાં છે, એ જમીન સરખી સપાટ નથી. કોઈ જગાએ જમીન ઉંચી ને કોઇ જગાએ નીચી હોય છે. ઉંચી જમીનને ટેકરી કહે છે. ઉંચી ટેકરીને ડુંગરી અને મોટી ડુંગરી તે ડુંગર કહેવાય છે. ઘણા ઉંચા ને આઘે સુધી વધેલા ડુંગરને **પર્વત** કહેવાય. પર્વતમાંથી જુદી જુદી જાતના ઘણા નાના મોટા પત્થરો નીકળે છે, તે ઇમારત બાંધવાના કામમાં આવે છે. વળી કોઈ કોઇ પર્વતમાંથી લોઢું, અબરખ, મેંગેનીઝ જેવી ધાતુઓ નીકળે છે. વળી

પર્વત પર સાગ, સીસમ, વાંસ, બાવળ, વગેરે મોટાં ઝાડો થાય છે, તે ઇમારત બાંધવાના કામમાં તથા બાળવાના કામમાં આવે છે. કેટલાક ડુંગર પર ઝાડી હોતી નથી, આવા ડુંગરો બોડા ડુંગર કહેવાય છે. પર્વતની ટોચને શિખર કહે છે. કેટલાંક શિખરો પર દેવદેવીઓનાં મંદિરો બાંધેલાં હોય છે, તેથી એવા પર્વતપર ઘણા લોકો જાત્રાએ જાય છે. વળી પર્વત પરની હવા ઠંડી હોવાથી ઉનાળામાં કેટલાક લોકો હવા ખાવા માટે જાય છે. પરદેશી રાજાથી પોતાના દેશનું રક્ષણ કરવાને કેટલાક રાજાઓ પર્વત પર કિલ્લા બાંધે છે, આવા ડુંગરો અને પર્વતો આપણા ગુજરાતપ્રાંતમાં ઘણા છે.

ગુજરાતના પર્વતોઃ—

૧. અરવલ્લી—ગુજરાતની ઉત્તરે મોટો પર્વત છે. તેનું સૌથી ઉંચું શિખર આબુ છે. આપણા પ્રાંતના બધા પર્વતો કરતાં તે ઉંચું હોવાથી તે ગિરિરાજ એટલે પર્વતોનો રાજા કહેવાય છે. તેની ઉંચાઈ ૫૬૦૦ ફુટ છે. પર્વત ઉપર અંબા માતાનું દહેરૂં, જૈન લોકોનાં દહેરાં, નખી તળાવ વગેરે જોવા લાયક ઘણાં સ્થળ છે. દેલવાડામાં વીમળશાનાં, ને વસ્તુપાળ તથા તેજપાળનાં બંધાવેલાં દહેરાં ઘણાંજ સુંદર છે. વીમળશા ગુજરાતના રાજા પહેલા ભીમદેવનો સેનાપતિ હતો. તેણે અચળેશ્વરના ધુંધુરાજ નામના રાજાને હરાવી તેની પાસેથી ચિત્રકૂટ નામનું રમણીય શિખર લીધું, અને ત્યાં ઇ. સ. ૧૦૩૨ માં આરસપહાણના સુંદર જૈન દહેરાં બંધાવ્યાં. તે દહેરાં “ દેલવાડાનાં દહેરાં” એ નામથી જાણીતાં છે. આ દહેરાં બંધાવ્યાને આજે લગભગ નવસેં વરસ થયાં છે. છતાં તેની કોતરણી

અને સુંદરતા જેવી ને તેવીજ જોવામાં આવે છે. આથી હજારો જૈનો જાત્રાર્થે અને ઘણા પરદેશી અને પરધર્મીઓ નિરીક્ષાર્થે ત્યાં જાય છે.

વસ્તુપાળ અને તેજપાળ નામના બે ભાઇઓ ધોળકાના વાઘેલા રાણા વીરધવળના પ્રધાન હતા. તેઓ ઘણા પૈસાદાર હતા. તેમણે આબુ, ગીરનાર અને શેત્રુંજયના ડુંગરો ઉપર ઉમદા દહેરાં બંધાવ્યાં છે. તેમાં આબુનાં દહેરાં સૌથી ઉત્તમ કારીગરીનાં છે. તેઓનો બહારનો દેખાવ વખાણવા જેવો નથી, પણ અંદરનું કોતરકામ ઘણું વખાણવા લાયક છે. એ કોતરણી એવી બારીકીથી કરેલી છે, કે જાણે મીણનાં બીબાંમાં ઉતારી હોય એવો ભાસ થાય છે. કારીગરોને પર્વત ઉપર કામ કરતાં ટાઢ વાય નહિ, એટલા માટે દરેક કારીગર પાસે સઘડી મૂકવામાં આવતી, અને સાંજે ઉનાં ભોજન કરાવી બધાને જમાડવામાં આવતા. કોતરણીનું બારીક કામ કરનાર કારીગરોને દહાડાને અંતે કોતરણી કરતાં પત્થરનો જેટલો ભુકો પડતો, તેના વજન બરાબર ચાંદી મજુરી તરીકે આપવામાં આવતી હતી. આ દહેરાં પાછળ તેમણે બાર કરોડ ને પચાસ લાખ રૂપીઆ ખરચ કર્યો હતો. આ દેવળમાં દેરાણી જેઠાણી એટલે વસ્તુપાળ ને તેજપાળની સ્ત્રીઓના બે ગોખલા બનાવેલા છે. તેની પાછળ નવલાખ રૂપીઆ ખરચેલા કહેવાય છે. પરદેશના ઘણા મુસાફરો આ દહેરાં જોવા આવે છે, અને તેઓ દહેરાં જોઇને આ દેશની જુની કારીગરીનાં ઘણાં વખાણ કરે છે.

૨. આરાસુર—ગુજરાતની ઇશાન સરહદ પર આ

પર્વત આવેલો છે. તેમાંથી કોઇ કોઇ સ્થળે **આરસપહાણ** નામનો પત્થર નીકળે છે. એથી પર્વતનું નામ આરાસુર પડેલું છે.

૩. **પાવાગઢ**—આ ડુંગર ૨૫૦૦ ફુટ ઉંચો છે. ત્યાં પવન ઘણો વાય છે તેથી તેનું નામ **પવનગઢ** કે **પાવાગઢ** રાખેલું છે. આ પર્વત પંચમહાલ જિલ્લાની દક્ષિણે આવેલો છે. પર્વત પરનો **ડુંગરી કિલ્લો, ઝવેરી ખાપરાનો મહેલ, નાગર હવેલી, સાંચી હવેલી, નવલખ કોઠાર, દુધીઉં તળાવ,** જૈન લોકોનાં દહેરાં અને **માતાનું** દહેરૂં, એ જોવા લાયક જગાઓ છે. આ ડુંગરમાંથી લોઢું ને **મેંગેનીઝની** કાચી ધાતુ નીકળે છે.

૪. **રાજપીંપળા**—આ ડુંગર સાતપુડાની શાખા છે. તેમાં સાગ, વાંસ વગેરે ઇમારતી લાકડાંની પેદાસ સારી થાય છે. એના જંગલમાં વાઘ, ચિત્તા વગેરે હિંસક પ્રાણીઓ જોવામાં આવે છે.

૫. **ગીરનાર**—આ પર્વત કાઠિઆવાડમાં આવેલો છે, તેની ઉંચાઇ ૩૫૦૦ ફુટ છે. કાઠિઆવાડમાં બધા પર્વતો કરતા એ ઉંચો છે. એના પર હિંદુ અને જૈન લોકોનાં દહેરાં છે.

૬. **શેત્રુંજો**—૨૫૦૦ ફુટ ઉંચો છે, એના પર વસ્તુપાળ ને તેજપાળે બાંધેલાં દહેરાં જોવા લાયક છે.

૭. **બરડો**—આ ડુંગર પર **વાંસનાં** ઝાડ બહુ થાય છે. વળી તેમાંથી **લોખંડ** પણ નીકળે છે,

આ સિવાય **ચોટીલો, મોડાસાના ડુંગર,** વગેરે બીજા નાના ડુંગરો ઘણા છે.

## પાઠ ૪ થો–નદીઓ

સુરજના તાપથી પાણીની વરાળ થઈ ઉંચે ચઢે છે, ને ત્યાં તેનાં વાદળાં બંધાય છે. વાદળાં ઠંડાં પડે છે, ત્યારે તેનું પાણી થઈ નીચે પડે છે. તેને આપણે વરસાદ કહીએ છીએ. ડુંગર પર અને જ્યાં વધારે ઝાડી હોય ત્યાં બીજા ભાગ કરતાં વધારે વરસાદ પડે છે. વરસાદનું પાણી ડુંગરો-માં ખાડા અને ખીણોમાં ભરાઈ રહી ધીમે ધીમે વહે છે. પાણીના આવા પ્રવાહને **નદી** કહે છે. નદી હંમેશાં નીચી જમીન તરફ વહે છે, અને બીજી નદીને, સરોવરને કે દરીઆને મળે છે. ચોમાસામાં નદીઓ પાણીથી ભરેલી હોય છે, પણ બીજી ઋતુમાં તેમાં ઓછું પાણી હોય છે. પોતાના માર્ગમાં માટી, કચરો વગેરે જે કંઇ આવે તેને નદી દરીઆમાં ખેંચી જાય છે. નદીનું પાણી નાહેવા-ધોવાના તથા પીવાના કામમાં આવે છે. કોઈ નદીનું પાણી ખેતીના ઉપયોગમાં પણ આવે છે. નદીમાંથી મોટી નીકો વાટે ખેતરોમાં પાણી લઈ જવામાં આવે છે. આવી નીકોને **નહેરો** કહે છે અમદાવાદ જિલ્લામાં આવી નહેર છે. ચો-માસામાં કાંઠાની જમીન પર નદીનું પાણી ફરી વળે છે, અને ત્યાં કચરો વગેરે લાવીને નાખે છે. આ કારણથી કાંઠાની જમીન ઘણી ફળદ્રૂપ હોય છે. આવી કાંઠાની જમીન **ભાઠાની જમીન** કહેવાય છે. ભાઠાની જમીનમાં તમાકુ, શેરડી, વગેરે કીમતી પાક થાય છે. કોઈ કોઈ મોટી નદીઓમાં હોડીઓ ને વહાણો ફરી શકે છે, ને એ રીતે તે વેપારને માટે પણ ઉપયોગી થાય છે.

નદી જ્યાંથી નીકળતી હોય, તે તેનું મૂળ અને દરીઆને મળતી હોય ત્યાં આગળનો ભાગ તે મુખ કહેવાય છે. મુખ તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફનો જમણો કિનારો અને ડાબા હાથ તરફનો ડાબો કિનારો કહેવાય છે. નદીના બંને કિનારાની વચ્ચેના ભાગને પટ કહેવાય. અમદાવાદ શહેર સાબરમતી નદીના ડાબા કિનારા પર આવેલું છે.

**ગુજરાતની નદીઓઃ—**

૧. નર્મદા (૬૦૦+માઇલ)—વિંધ્યાચળ પર્વતના અમરકંટક શિખરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. ગુજરાતની બધી નદીઓ કરતાં આ નદી મોટી છે, એમાં સુરપાણ નામનો ધોધ* છે. નર્મદા નદીનું બીજું નામ રેવાજી છે. હિંદુ લોકો એને પવિત્ર માને છે, અને ઘણા લોકો તેમાં નાહવા તથા પિતાનું શ્રાદ્ધ કરવા નદી પરના ચાણોદ ગામે જાય છે. આ નદી મુખ આગળ ઘણી પહોળી ને ઉંડી છે, તેથી તેમાં કેટલાક ભાગ સુધી વહાણો ફરી શકે છે, ભરૂચ, શુકલતીર્થ ને ચાણોદ વગેરે સ્થળો તેના પર આવેલાં છે.

૨. તાપીઃ--(૪૫૦) સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. નર્મદા નદીની પેઠે આ નદી પણ પવિત્ર મનાય છે; ને તેમાં વહાણો ફરી શકે છે. તેના પર સુરત નામનું મોટું શહેર આવેલું છે.

---

+આ આંકડા ગોખાવવાના નથી, પણ નદીઓની એક બીજા સાથે સરખામણી કરવા માટે છે.

* ઘણે ઉંચેથી પડતા પાણીને ધોધ કહે છે.

૩. **સાબરમતીઃ**—(૧૫૦) અરવલ્લી ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. સાદરા અને અમદાવાદ એના પર આવેલાં મુખ્ય શહેર છે.

૪. **મહીઃ**—(૨૨૫)વાંસવાડાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. નદીનો પટ ઘણો પહોળો હોવાથી તે મહીસાગરના નામથી ઓળખાય છે.

૫. **બનાસઃ**—આબુ પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. આ નદી બીજી નદીને કે દરીઆને મળતી નથી, તેથી તે કુંવારી કહેવાય છે.

૬. **સરસ્વતીઃ**—આબુ પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. આ નદી પણ કુંવારી નદી કહેવાય છે. નર્મદા અને તાપી નદીની પેઠે આ નદીને પણ હિંદુ લોકો પવિત્ર ગણે છે, અને ત્યાં નાહવા માટે તથા માતૃશ્રાદ્ધ કરવા માટે એના પર આવેલા સિદ્ધપુર ગામે જાય છે.

૭. **ભાદર**—આ નદી કાઠિઆવાડમાં આવેલી છે. ચોટીલા પહાડમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે.

આ સિવાય વાત્રક, મેશ્વા, શેઢી, હાથમતી, ઢાઢર, વિશ્વામિત્રી, શેત્રુંજી, મચ્છુ, આજી વગેરે ઘણી નદીઓ આપણા પ્રાંતમાં આવેલી છે.

ડુંગર અને દરીઆ વચ્ચે બહુ અંતર ન હોવાને લીધે કાઠિઆવાડની નદીઓ ઘણી ટુંકી છે.

---

## પાઠ ૫ મો–વરસાદ અને હવા.

વરસાદઃ—

સુરજના તાપથી પાણીની વરાળ થઇ ઉંચે ચઢે છે, અને તેનાં વાદળાં બંધાય છે. આ પ્રમાણે હમેશાં થયાજ કરે છે. વાદળાં ઠંડા પડે છે એટલે વરસાદ પડે છે. આ બાબત તમે આગળ શીખી ગયા છો. વનસ્પતિ અને પર્વતો વાદળાં ઠંડા પાડવામાં ઘણી મદદ કરે છે. આ કારણથી જંગલોવાળા–ઝાડીવાળા–પ્રદેશમાં અને પર્વત ઉપર બીજા ભાગ કરતાં વધારે વરસાદ વરસે છે. વળી બીજા ભાગ કરતાં દરીઆ પાસેના ભાગ પર વાદળાં વહેલાં આવે, ને ત્યાં ઉપર કહ્યાં તેવાં તેને ઠંડા કરનાર સાધન હોય, તો ત્યાં પુષ્કળ વરસાદ પડે. રણમાં બીલકુલ ઝાડ હોતાં નથી, તેથી તથા રેતીના તપવાને લીધે ત્યાંની હવા ગરમ હોય છે, જેથી વાદળાં ઠંડા થઇ શકતાં નથી આ કારણથી રણમાં બહુજ થોડો વરસાદ પડે છે–

હવાઃ—

દરીઆ પાસેના ગામોમાં બીજા ભાગ કરતાં જરા ઠંડી રહે છે. કારણ કે દરીઆની એવી અસર છે, કે તે શિઆળામાં હવાને બહુ ઠંડી થવા ન દે, અને ઉનાળામાં બહુ ગરમ થવા ન દે. પણ દરીઆથી દૂરના ભાગની હવા શિઆળામાં ઠંડી ને ઉનાળામાં ગરમ રહે છે. દરીઆની પેઠે પર્વત હવા પર અસર કરે છે. પણ પર્વત પરની હવા ઠંડી હોય છે. રણમાંની રેતી તપવાને લીધે તેની તથા તેની પાસેના ભાગની હવા ગરમ રહે છે.

ગુજરાતનાં હવા પાણીઃ—

ગુજરાતની હવા સમધાત ને તંદુરસ્ત છે. ટાઢ અને તાપ જે પ્રમાણે જોઇએ તે પ્રમાણે પડે છે. કાઠિઆવાડની દક્ષિણ તથા પૂર્વ તરફનો ભાગ, અને સુરત અને ભરૂચ જિલ્લાનો પશ્ચિમ તરફનો ભાગ દરીઆ નજીક હોવાને લીધે તેની હવા બીજા ભાગ કરતાં સમધાત છે. કચ્છનું રણ નજીક આવેલું હોવાથી પાલણપુર એજંસિના પશ્ચિમ ભાગની હવા ગુજરાતના ભાગની હવા કરતાં વધારે ગરમ છે. ગીરના જંગલમાં અને સોનગઢ વ્યારાના જંગલમાં પુષ્કળ વરસાદને લીધે, તથા ઝાડીને લીધે જમીનમાં ભેજ રહેવાથી હવા ભેજવાળી અને રોગિષ્ઠ છે.

પૂર્વદિશાએ અને ઇશાન ખુણા તરફ જ્યાં પર્વતો છે. ત્યાં બીજા ભાગો કરતાં વધારે વરસાદ વરસે છે. બાકીના ભાગમાં ખેતીને માફક આવે તેટલો જરૂર જેટલો વરસાદ પડે છે. કાઠિઆવાડના ગીર, ગીરનાર, ને શેત્રુંજો ડુંગર દરીઆની પાસે હોવાને લીધે વધારે વરસાદ વરસે છે. પણ ડુંગરો પર વરસાદ પડી ગએલો હોવાથી જેમ ઉત્તરે જઇએ, તેમ ઓછો માલુમ પડે છે. પાલણપુર એજંસિના પશ્ચિમ ભાગમાં પાસે રણ હોવાને લીધે બહુજ થોડો વરસાદ પડે છે.

જમીન અને પાકઃ—

ગુજરાતની જમીન એવી ફળદ્રુપ છે, ને તેમાં એવો સારો પાક થાય છે કે તેને ‘ વાડી ’ એવું નામ આપવામાં આવે છે. મુખ્યત્વે કરીને કાળી, ગોરાડુ, રેતાળ ને

ભાઠાની આ ચાર જાતની જમીન મુખ્ય છે. ને તેમાં સામાન્ય રીતે બાજરી, જુવાર, ડાંગર, ઘઉં, કઠોળ વગેરે અનાજ, તથા તમાકુ, વરિઆળી, જીરૂં, અને ફળ એવો પરચુરણ પાક પુષ્કળ થાય છે. નીચેના ભાગો તેના ખાસ પાકને માટે જાણીતા છે.

ચરોતરઃ—ખેડા જિલ્લાનો મહી અને શેઢી નદીની વચ્ચેનો ભાગ ઘણો ફળદ્રુપ હોવાને લીધે, તે ચારુતર કે ચરોતર એટલે ' ઘણો સુંદર ' પ્રદેશ કહેવાય છે, તેમાં કપાસ, વરિઆળી, તમાકુ ને જીરૂ બહુ પાકે છે, આ ભાગના નડિઆદ અને આણંદ સ્ટેશનેથી પુષ્કળ તમાકુ દેશાવર ચઢે છે.

કાનમઃ—ભરૂચ જિલ્લો, તથા વડોદરા પ્રાંતનો દક્ષિણ ભાગ કાનમ નામથી ઓળખાય છે, આ ભાગની જમીન કાળી છે, ને તેમાં કપાસ બહુ પાકે છે.

ભાલઃ—ધોળકા તાલુકાના દક્ષિણ ભાગ તથા ધંધુકા તાલુકો ભાલ કહેવાય છે. આ ભાગની જમીન કાળી છે, ને ત્યાં ઘઉં તથા કપાસનો પાક થાય છે.

દશકોશીઃ—અમદાવાદની આજુબાજુના ભાગને દશકોશી કહે છે. એમાં ડાંગરનો પાક ઘણો થાય છે.

સુરતજિલ્લોઃ—આ જિલ્લાની જમીન ખેડા જિ-લ્લાની જમીન જેવી ફળદ્રુપ છે. જુવાર, ડાંગર, શેરડી અને શાકભાજીના પાક ઉપરાંત કેરી અને ફણસ વગેરે ફળો પણ બહુ થાય છે.

**પંચમહાલજિલ્લો**:—આ જિલ્લાની ઘણી જમીન ડુંગરાળ છે. ત્યાં મકાઈ ને ચણાનો મુખ્ય પાક છે.

**વઢીઆર**:—સરસ્વતી અને સાબરમતીના વચ્ચેના ભાગને વઢીઆર કહે છે. જમીન સપાટ અને ઘાસચારાથી ભરપુર છે. જુવાર અને ઘીની પેદાશ સારી થાય છે.

**બીજી વનસ્પતીઃ**—

ગુજરાતના પૂર્વ ભાગમાં, પંચમહાલમાં, ને કાઠિઆવાડમાંના ગીર વગેરે ડુંગરોમાં, તથા તાપી ને નર્મદા નદી વચ્ચેના પૂર્વ તરફના પ્રદેશમાં જંગલો છે. તેમાં સાગ, સીસમ, મહુડા, ખેર અને વાંસનાં ઝાડ થાય છે.- પંચમહાલમાં સાગ ને મહુડાનાં ઝાડ પુષ્કળ છે—તે ઇમારત બાંધવાના કામમાં આવે છે. સુરત જિલ્લામાં આંબા ફણસ. ને ખજુરનાં ઝાડ, તથા ખેડા જિલ્લામાં આંબા અને રાયણનાં ઝાડો થાય છે. કાનમના ભાગમાં, ભાલમાં, તથા કાઠિઆવાડના કેટલાક ભાગમાં ઝાડો સારાં ઉગતાં નથી. જંગલમાંથી જંગલી લોકો ગુંદર, લાખ મીણ અને મધ લાવી વેચે છે.

***ખનીજ**:—

**પત્થર**:—કાઠિઆવાડમાં પોરબંદર અને ધ્રાંગધ્રા પાસે, તથા ગાયકવાડ તાબાના સંખેડા મહાલમાં ને અમનગર પત્થરની ખાણો છે.

**અકીક**:—આ પત્થર ઘણો ચળકતો અને સુશોભિત હોય છે. તેના મણકા, બટન, ને એરીંગ તથા વીંટીમાં જ-

---

*જમીનમાથી નીકળે તે ખનીજ પદાર્થ કહેવાય.

ડવાનાં **નંગ** બનાવે છે. **રાજપીપળાના ડુંગરમાંથી** તથા **મહીકાંઠામાં માજુમ નદીને** કાંઠેથી આ પત્થર જડે છે.

**આરસપહાણઃ**––આ પત્થર ઘણો કઠણ, સુંવાળો અને કીમતી છે. ઉત્તરમાં **આરાસુર** પર્વતમાં તથા ગાયકવાડ તાબાના **સંખેડા મહાલના** મોતીપરા આગળ આરસની ખાણો છે.

**લોઢું ને મેંગેનીઝઃ**—પંચમહાલના ડુંગરોમાં–પાવાગઢમાં–તથા બરડો પર્વતમાંથી લોઢું, તથા પાવાગઢના ડુંગરમાંથી મેંગેનીઝ નીકળે છે. પણ તે અહીં શુદ્ધ કરવામાં આવતું નથી. તે ઈંગ્લાંડ જાય છે. ત્યાં તેને શુદ્ધ કરવામાં આવે છે.

**સુરોખારઃ**––રાધનપુર સંસ્થાનમાંથી આ જાતનો ખાર જડે છે;

**મોતીઃ**—કચ્છના અખાતમાંથી સાચાં મોતી નીકળે છે. આ મોતી કાલુ નામની એક જાતની માછલી બનાવે છે. માછલી છીપમા રહે છે. મોતી કાઢી લીધા પછી છીપોના બટન, ચપ્પુના હાથા, છત્રીના હાથા વગેરે બનાવવાના કામમાં આવ છે.

**મીઠુંઃ**—વીરમગામ પાસે ખારાઘોડામાં કુવાના પાણીથી મીઠું પકવવામાં આવે છે આ મીઠું **વરાગડું મીઠું** કહેવાય છે, કારણ કે તેના મોટા ગાંગડા હોય છે, ઘણે ભાગે આ મીઠું આપણા પ્રાંતમાં વપરાય છે. સુરત જિલ્લામાં વલસાડ પાસે અને કાઠિઆવાડમાં દરીઆકિનારે દરીઆના પાણીમાંથી મીઠું પકવવામાં આવે છે. આ મીઠાને **ઘસીઉં મીઠું** કહે છે. તે ભુકા જેવું હોય છે.

જનાવરો:—

બળદ, ગાય, ભેંસ, ઘેટાં, બકરાં, ઊંટ, ને ગધેડાં, આ જનાવરોને ખેડુત, ભરવાડ ને બીજા લોકો ઉછેરે છે. આ સિવાય હરણ, સાબર, સસલાં, ભુંડ, રોઝ અને શિઆળ જેવાં જંગલી પશુઓ, અને વાઘ, દીપડા ને વરૂ જેવાં શિકારી જાનવરો પણ જંગલો ને પર્વત પર જોવામાં આવે છે. કાઠિઆવાડના ગીરના જંગલમાં સિંહ થાય છે. આખા હિંદુસ્તાનમાં સિંહ માત્ર અહીંજ જોવામાં આવે છે.

વસ્તી અને પહેરવેશ::—

ગુજરાત પ્રાંતની વસ્તી ૯૫૦૦૦૦૦માણસની છે. તેમાં હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી એ મુખ્ય જાતો છે.

હિંદુ, મુસલમાન અને પારસી કોમ તેમના પહેરવેશ પરથી ઝટ ઓળખાઈ આવે છે. હિંદુઓમાં પણ જુદી જુદી જ્ઞાતિના તથા જુદા જુદા ભાગના પહેરવેશમાં ફેર હોય છે.

જંગલોમાં ભીલ લોકો જોવામાં આવે છે. નાયકડા કોળી વગેરે તેમની ઘણી જાતો છે. આ લોકો બીજી જાતના લોકો કરતાં ઘણા પછાત પડતા છે.

કાઠિઆવાડ પહાડી પ્રદેશ હોવાને લીધે ત્યાંના લોકો મજબુત છે. તેઓ માથે ફેંટા બાંધે છે, તથા સુરવાળ ને બંડી પહેરે છે. આ લોકોની બોલી ગુજરાતના લોકોથી જુદી પડે છે. આ કારણથી કાઠિઆવાડના લોકો ઝટ ઓળખાઈ આવે છે.


ભીલ


ગુજરાતી


કાઠીયાવાડી


પાટીદાર


સુરતી


પારસી


મુસલમાન


વહોરો

જોડે આપેલાં ચિત્રો પરથી જુદી જુદી જાતના માણસોના દેખાવ તથા પહેરવેશ સંબંધી તમને સારૂં જ્ઞાન મળશે.

ધંધો ઉદ્યોગ—

ગુજરાતની જમીન ઘણી ફળદ્રુપ છે, અને વરસાદ પણ જોઈએ તે પ્રમાણે પડે છે, એટલે ખેતી ઘણી સારી થાય છે. આ કારણથી લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. અમદાવાદ અને વડોદરા જેવાં સ્થળોએ કાપડ વણવાની મિલોમાં તથા બીજાં કારખાનામાં હજારો માણસો મજુરી કરે છે. ગામડાંમાં ઢેડ લોકો હાથથી કાપડ વણવાનું અને બીજા લોકો લોઢાનો; માટીનો, તથા રેશમનો સામાન બનાવવાનું કામ કરે છે.

આ ઉપરાંત અમદાવાદ અને સુરતમાં રેશમી કાપડ વણવાનું, તથા કસબી અને રેશમી ભરતકામ કરવાનું હુન્નરી કામ કરવામાં પણ કેટલાક માણસો રોકાએલા છે. મધ્યમ વર્ગના લોકો વેપાર કરે છે. તેઓ વધારાની ચીજો બહાર મોકલવાનું, તથા બીજી જરૂરની ચીજો બહારથી મંગાવી વેચવાનું કામ કરે છે.

વેપાર—

એક ભાગમાં થતો વધારાનો પાક કે વધારાની ચીજો બીજા ભાગમાં મોકલીને, ત્યાંથી વધારાની, તથા પોતાના ઉપયોગની ચીજો અહીં લાવવામાં આવે છે, આપણા પ્રાંતમાં ખેતીની પેદાશ વધારે થાય છે, આથી અનાજ, કપાસ ને તમાકુ વગેરે ખેતીની પેદાશ; તથા લોઢું ને મેંગીનીઝના

પત્થરો પરદેશ ચઢે છે. અને બહારથી ઘઉં, ચોખા બાજરી વગેરે અનાજ; તથા કાપડ, યંત્રો, ખાંડ, કાગળ, કાચ, દીવાસળી, સાગ વગેરે ઘણી ચીજો બહારથી લાવવામાં આવે છે. આ ઉપરાંત પ્રાંતની અંદર પણ જુદા જુદા ભાગોનો એકબીજા સાથે સારો વેપાર ચાલે છે. ભાલના ઘઉં, પંચમહાલનો ગોધરીઓ સાગ, સોનગઢ વ્યારાનો વલસાડી સાગ, તથા અમદાવાદનું રેશમી, સુતરાઉ અને કસબી કાપડ, આખા પ્રાંતમાં દરેક જગાએ જાય છે.

વેપારના માર્ગો:—

હાલમાં આગગાડી થવાથી વેપારની સારી સગવડ છે. જ્યારે આગગાડી નહોતી, ત્યારે પગરસ્તેજ વેપાર ચાલતો. ગાડાં અને પોઠ વડે માલ એક જગાથી બીજી જગાએ મોકલવામાં આવતો. પણ માલ બીજી જગાએ પહોંચતાં ઘણો વખત જતો હતો, અને રસ્તામાં ચોર લુટારાની બીક રહેતી. વળી હાલના જેવા સારા રસ્તા પણ બાંધેલા નહોતા, આથી વેપાર જોઇએ તેવો ચાલતો નહોતો. પણ અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી રેલવે બંધાઇ છે, અને તેથી આગગાડીથી માલ લાવવા લઇ જવામાં આવે છે. આથી થોડા વખતમાં થોડે ખરચે અને કંઈ પણ બીક વગર માલની આવજા થઇ શકે છે.

જ્યાં રેલવે નથી ત્યાં કાચી સડકો બંધાવી છે. જેથી ગાડાં, પોઠ, કે ઊંટ વગેરેથી પણ વગર અડચણે વેપાર ચલાવી શકાય છે.

પ્રાંતના કેટલાક ભાગ નજીક દરીઓ આવેલો હોવાથી

વહાણો ને આગબોટોથી-દરીઆ માર્ગે-પણ કેટલોક વેપાર ચાલે છે.

**ગુજરાત પ્રાંતની મુખ્ય રેલવેઃ--**

**૧. મુંબાઇ વડોદરા અને મધ્ય હિંદુસ્તાનઃ**-આ રેલવે મુંબઇથી નીકળી સુરત, વડોદરા, નડિઆદ, અમદાવાદ, ને વીરમગામ સુધી જાય છે. એના પાટા પાા ફુટ પહોળા છે. તેથી તે બ્રોડગેજ કે પહોળા માપની રેલવે કહેવાય છે. આ રેલવે બી.બી. એન્ડ, સી. આઇ. રેલવે (બોમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલવે) ના નામથી ઓળખાય છે.

**૨. રજપુતાના માળવા રેલવેઃ**—આ રેલવે અમદાવાદથી મેસાણા ને પાલનપુર થઇને રજપુતાનામાં જાય છે.

**૩. ભાવનગર ગોંડળ રેલવેઃ**—આ રેલવે કાઠિઆવાડમાં આવેલી છે. તે ભાવનગરથી ગોંડળ સુધી જાય છે.

આ સિવાય ડભોઇ-ચાણોદ, આણંદ-ખંભાત, આણંદ-ગોધરા, ગોધરા-વડોદરા, ગોધરા-રતલામ, સુરત—નંદરબાર, અમદાવાદ-પ્રાંતિજ. સાબરમતિ-ધોળકા, અને નડીઆદ- કપડવંજ વગેરે ઘણી શાખા ગુજરાતમાં છે.

ઉપરના રેલવે માર્ગો. દરિઆઈ માર્ગ અને મુખ્ય બંદરો જોડેના નકશા, પરથી બરાબર સમજાશે.

**રાજ્યવ્યવસ્થાઃ--**

ગુજરાતપ્રાંતમાં ત્રણ પ્રકારનું રાજ્ય છે, (૧) અંગ્રેજી રાજ્ય, (૨) દેશીરાજ્ય, અને (૩) પરદેશીરાજ્ય.

**૧ અંગ્રેજી રાજ્યઃ**—જેટલા ભાગમાં ખુદ અંગ્રેજ સરકારનું રાજ્ય છે, તે અંગ્રેજી રાજ્ય કહેવાય છે. અંગ્રેજી રાજ્યને ખાલસા મુલક પણ કહે છે. અંગ્રેજ લોકો અહીંથી ૫૦૦૦ માઈલ દૂર આવેલા ઇંગ્લાંડ નામે દેશના વતની છે. આ લોકો આશરે ૩૦૦ વરસ ઉપર આપણા દેશમાં વેપાર કરવા માટે આવ્યા હતા, અને તેમણે પોતાના બુદ્ધિબળ અને બહાદુરીથી રાજ્ય મેળવ્યું. હાલ આપણા પર **મહારાજા પાંચમા જોર્જ** રાજ્ય કરે છે, તેઓ હિંદુસ્તાનના સર્વ રાજાઓના ઉપરી છે. તેમની રાજધાની ઇંગ્લાંડ દેશના **લંડન** નામે શહેરમાં છે. ત્યાં રહીને પોતાના તરફથી નીમેલા અધિકારીઓ મારફતે તેઓ રાજ્ય ચલાવે છે. મહારાજા ૫૦૦૦ માઈલ દૂર રહે છે, છતાં રાજ્યની વ્યવસ્થા એવી ઉત્તમ છે, કે લોકો ઘણા સુખી છે.

ગુજરાતના ખાલસા મુલકના પાંચ ભાગ પાડી દરેકને **જિલ્લો** નામ આપવામાં આવ્યું છે. જિલ્લાના ઉપરી અમલદાર **કલેક્ટર** કહેવાય છે. તે પોતાના જિલ્લાનું મહેસુલ એકઠું કરવાનું તથા કેટલાક ફોજદારી ગુનાનો ચુકાદો આપવાનું કામ કરે છે. ચુકાદાનું કામ કરતી વખતે ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટ કહેવાય છે. વળી મહેસુલ માફ કરવા કે મુલતવી રાખવા સંબંધી, રસ્તા સંબંધી, વગેરે લોકોની ફરિયાદ સાંભળી, તેમની અડચણ દૂર કરવાનું કામ પણ તેમનું છે. જિલ્લાના તેના કદ પ્રમાણે પાંચ સાત કે તેથી વધુ ભાગ પાડી તે દરેકને તાલુકો નામ આપવામાં આવ્યું છે, તાલુકો નાનો હોય; તો તે મહાલ કહેવાય છે.

તાલુકાના ઉપરીને **મામલતદાર**, ને મહાલના ઉપરીને **મહાલકારી** કહે છે. તેઓ પોતાના તાબાના ભાગનું મહેસુલ એકઠું કરી કલેકટરને મોકલવાનું, નાના ગુનાનો ઇન્સાફ કરવાનું, તથા સામાન્ય દેખરેખ રાખવાનું કામ કરે છે. ઇન્સાફ કરવાનું કામ કરે છે, તેથી તે **માજિસ્ટ્રેટ** પણ કહેવાય છે. તેમના હાથ નીચે એક કે બે ગામ વચ્ચે **તલાટી** હોય છે. તે મહેસુલ ઉઘરાવી તેમને પહોંચાડવાનું કામ કરે છે. **મહેસુલ સંબંધી** કામકાજ કરનાર આ ખાતું રેવન્યુખાતું કહેવાય છે.

રેવન્યુખાતા સિવાય જિલ્લાનાં મુખ્ય કામોના નીચે પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા છે.

**પોલીસખાતું**:—ચોર લુંટારાને પકડવા, તથા ગુના થતા અટકાવવા માટેનું આ ખાતું છે. આખા જિલ્લાની પોલિસના કામ પર નજર રાખનાર પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ નામે અમલદાર છે. તેમના હાથ નીચે પોલીસ ઇન્સ્પેકટરો અને સબ ઈન્સ્પેકટર, તેમના હાથ નીચે જમાદાર (હેડકોન્સ્ટેબલ ), નાયક વગેરે નાના પોલીસ અમલદારો હોય છે. દરેક ગામમાં એક મુખી ( પોલીસ પટેલ ) હોય છે. તે પોતાના ગામમાં કંઈ ગુનો થાય તો પોતાના તાલુકાના સબ ઇન્સ્પેકટરને જાહેર કરે છે. આખા જિલ્લાના ફોજદારી ગુનાનો ચુકાદો આપવા માટે એક જજ્જ હોય છે.

**દિવાની ખાતું**:—લેણદેણના કજીઆ સાંભળી તેનો ચુકાદો આપવાનું કામ આ ખાતાનું છે. આ કામ કરવાને દરેક તાલુકામાં એક **મુન્સફ** નામે અધિકારી હોય છે.

તાલુકો નાનો હોય તો બે તાલુકા વચ્ચે એક મુન્સફ હોય છે.

**કેળવણી ખાતું:**—આ ખાતું છોકરાંને કેળવણી આપવાનું કામ કરે છે. આખા જિલ્લાની નિશાળો પર દેખરેખ રાખનાર ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નામના અમલદાર છે. તેમના કામમાં મદદ કરવાને તેમના હાથ નીચે આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો હોય છે.

**બાંધકામ ખાતું:**—સરકારી મકાનો, જાહેર રસ્તા વગેરે બંધાવવાનું તથા સમરાવવાનું કામ કરનાર ખાતું બાંધકામ ખાતું કહેવાય છે. આ ખાતાના જિલ્લાના ઉપરી ઇજનેર કહેવાય છે. તેમના હાથ નીચે દરેક તાલુકામાં ઓવરસિઅર હોય છે,

**સુખાકારી ખાતું:**—લોકોને મફત દવા આપવાને તથા માંદા માણસોની માવજત કરવાને જિલ્લાના મુખ્ય ગામે એક સરકારી દવાખાનું હોય છે. દરેક તાલુકામાં પણ તેના મુખ્ય ગામે એવુંજ દવાખાનું હોય છે. તેમાં સરકારના નીમેલા દાક્તરો દવા આપવાનું કામ કરે છે.

**લોકલફંડ ખાતું:**—સરકાર જમીનનું જે મહેસુલ લે છે, તે ઉપરાંત દર રૂપીએ એક આના પ્રમાણે વધારો લઇ એક ફંડ ઉભું કરવામાં આવે છે. તેને લોકલ ફંડ કહે છે. આ પૈસા લોકોના સુખને વાસ્તે જેમકે, કૂવા, તળાવ, રસ્તા વગેરે બંધાવવામાં તથા કેળવણી પાછળ ખરચવામાં

આવે છે. ખાતાનો વહીવટ લોકલબોર્ડ નામની મંડળી કરે છે. આ મંડળી લોકોના ચુંટી કાઢેલા તથા સરકારના નીમેલા માણસોની બનેલી હોય છે. કોઇ ગામે નિશાળ ઉઘાડવી કે બંધ કરવી, રસ્તા બંધાવવા વગેરે કામકાજ આ મંડળી કરે છે. દરેક તાલુકામાં આવી મંડળી હોય છે, તે **તાલુકા લોકલબોર્ડ** કહેવાય છે. આખા જિલ્લા માટેની આવી મંડળી **જિલ્લા લોકલબોર્ડ** કહેવાય છે. દરેક બોર્ડ પોતાનામાંના એકને પ્રમુખ તરીકે ચુંટી કાઢે છે; તે પ્રમુખની દેખરેખ હેઠળ મંડળ કામકાજ કરે છે.

**પોસ્ટ ખાતું:**—કાગળો, બંગીઓ તથા પૈસા એક જગાએથી બીજી જગાએ મોકલવાનું કામ પોસ્ટખાતું કરે છે. આ ખાતા સાથે સંબંધ ધરાવતું એક સેવિંગ નામનું ખાતુ છે. એમાં ગમે તે માણસ પૈસા મૂકી શકે, અને જ્યારે જોઇએ ત્યારે પાછા લઇ શકે એવી ગોઠવણ હોય છે. ગરીબ લોકોને આ ખાતું બહુ ઉપયોગી છે. બે ચાર કે તેથી વધુ ગામ વચ્ચે એક પોસ્ટ ઓફિસ હોય છે. તેનું કામ કરનાર **પોસ્ટ માસ્તર** કહેવાય છે. **સબ પોસ્ટ માસ્તરના** ઉપરી **પોસ્ટ માસ્તર** હોય છે. અને પોસ્ટ માસ્તરના ઉપરી **પોસ્ટલ ઇન્સ્પેકટર** છે. પોસ્ટલ ઇન્સ્પેકટર આખા જિલ્લાના પોસ્ટ ખાતાના ઉપરી છે.

આ સિવાય આબકારી ખાતું, જંગલખાતું, શીતળા ખાતું વગેરે નાનાં મોટાં ઘણાં ખાતાં છે.

**૨ દેશી રાજ્ય:**—જે ભાગ પર આપણા દેશના રાજાઓનું રાજ્ય છે, તે **દેશી રાજ્ય** કહેવાય છે. ગુજ-

રાતમાં રજપુત, મરેઠા, મુસલમાન, પાટીદાર ને કોળી જાતના દેશી રાજાઓ છે. નાના રાજ્યના હિંદુ રાજા દરબાર કે ઠાકોર કહેવાય છે. આ બધાં રાજ્યો થોડે કે ઘણે અંશે અંગ્રેજ સરકારની સત્તા નીચે છે. રાજ્યની મોટાઇ ને લાયકાત પ્રમાણે દેશી રાજ્યોના પહેલો, બીજો એવા વર્ગ પાડી તેમને ઓછીવત્તી સત્તા આપેલી હોય છે. એ સત્તા મુજબ તેઓ પોતાના રાજ્યમાં રાજ્ય ચલાવે છે. દેશીરાજ્યોમાં સારૂં રાજ્ય ચાલે તે માટે તેમના પર નજર રાખવાને ઘણાં રાજ્યો વચ્ચે એક અમલદાર નીમેલો હોય છે. તે પોલિટિકલ એજંટ કહેવાય છે. આ એજંટો રાજાઓને સલાહ આપે છે, અને રાજાઓ રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ, તેના દેખરેખ રાખે છે. એ ઉપરાંત તેઓ રાજ રજવાડામાંથી ખંડણી વસુલ કરી ગાયકવાડ, અથવા બીજા જે સંસ્થાનને ભરવાની હોય તેને ભરે છે. કોઈ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળકુંવરને મૂકીને મરી જાય છે; ત્યારે તેના સંસ્થાનનો હવાલો પોલિટિકલ એજંટ લે છે, અને સંસ્થાનનું કામ સંભાળથી ચલાવી મરનાર દેવું મૂકી ગયો હોય તે પતાવે છે. પોલિટિકલ એજંટ ઘણે ભાગે યુરોપિઅન હોય છે. પોલિટિકલ એજંટની દેખરેખ નીચેના દેશીરાજ્યોના સમૂહને એજંસિ કહે છે. એજંસિ નાની હોય તો જુદો અધિકારી ન નીમતાં પાસેના જિલ્લાના કલેકટરને એજંટ તરીકેનું કામ સોંપવામાં આવે છે. રેવાકાંઠા અને સુરત એજંસિના એજંટ તરીકેનું કામ અનુક્રમે પંચમહાલ અને સુરત જિલ્લાના કલેકટર કરે છે.

* પહેલા અને બીજા વર્ગમાં દેશીરાજ્યો સિવાય બાકીનાં રાજ્યોમાં લેણદેણ સંબંધી કજીઆ તથા મારામારીના કજીઆની અપીલો સાંભળવાનું, બીજાં રાજ્યો સાથેની તકરારનો નિકાલ કરવાનું તથા સુલેહશાંતિ જાળવવાનું સઘળું કામ **પોલિટિકલ એજંટ** કરે છે. વળી પોલિસના ઉપરી તરીકેનું કામ પણ તેમનુંજ છે.

ગુજરાતમાં મોટામાં મોટું દેશી રાજ્ય વડોદરાનું છે. તેના પર દેખરેખ રાખવાને અંગ્રેજ સરકાર તરફથી એક જુદાજ અમલદાર નીમેલા છે, તે **રેસિડંટ** કહેવાય છે. તેમને માત્ર આ રાજ્ય પરજ દેખરેખ રાખવાની છે. વડોદરા સિવાય ગુજરાતમાં બીજું ખંભાતનું સંસ્થાન છે. તેના એજંટ તરીકેનું કામ ખેડા જિલ્લાના કલેકટર કરે છે.

**૩. પરદેશી રાજ્યઃ**—જે મુલક પર અંગ્રેજ સરકારનું કે દેશી રાજાઓનું રાજ્ય નથી, તે **પરદેશી રાજ્ય** કહેવાય છે. આવું રાજ્ય દીવ અને દમણ આ જગાએ છે. ત્યાં વિલાયતથી થોડે દૂર આવેલા **પોર્ટુગલ** દેશના **પોર્ટુગીઝ** લોકોનું રાજ્ય છે. પોર્ટુગીઝ લોકો **ફીરંગી** પણ કહેવાય છે.

---

* પહેલા અને બીજા વર્ગનાં રાજાઓને પોતાના રાજ્યમાં રાજ્ય ચલવવાની પુરી સત્તા છે. તેઓ પોતાના રાજ્યમાં મોતની સજા ગમે તે ભારે રકમના દાવાનો નિકાલ કરી શકે છે. (બીજાં રાજ્યોમા તેમના દરજ્જા પ્રમાણે હક આપેલા હોય છે). રાજાઓ રાજ્યનું કામ કરવાને કારભારી કે દિવાન નીમે છે. તે રાજાના હુકમથી તેમની વતીનું સઘળું કામ કરે છે.

ગુજરાત પ્રાંતના જેટલા ભાગ પર અંગ્રેજ સરકારની સત્તા છે, તે સઘળા પર દેખરેખ રાખવાને અમલદાર નીમેલા છે. તે અમલદાર કમિશનર કહેવાય છે. કમિશનર સાહેબનાં હાથ નીચેના મુલકને વિભાગ કહે છે, આપણો વિભાગ સિંધ વિભાગ બાદ કરતાં આખા મુંબઇ ઇલાકાની ઉત્તરે આવેલો હોવાથી ઉત્તરવિભાગ કહેવાય છે. વડોદરા રાજ્ય તથા કાઠિઆવાડ અને પાલણપુર એજંસી બાદ કરતાં આખો ગુજરાત પ્રાંત તથા થાણા જિલ્લો ઉત્તર વિભાગમાં ગણાય છે,

કમિશનર સિવાય વિભાગનાં મુખ્ય ખાતાંપર દેખરેખ રાખવાને બીજા મુખ્ય અધિકારીઓ પણ છે. નીચે જણાવેલા અધિકારીઓ તેની સામે જણાવેલા ખાતાના ઉપરી છે.

| અધિકારીનું નામ. | ખાતાનું નામ. |
|---|---|
| ૧. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર | કેળવણી ખાતું. |
| ૨. વડા ઇંજિનેર. | બાંધકામ ખાતું. |
| ૩ ડેપ્યુટિ કમિશનર. | સુખાકારી ખાતું. |
| ૪. પોસ્ટલ સુપ્રિન્ટેન્ડન્ટ. | પોસ્ટ ખાતું. |

ગુજરાતના રાજકીય વિભાગઃ—

| જિલ્લા | એજંસિઓ. |
|---|---|
| ૧. અમદાવાદ જિલ્લો, | ૧. પાલણપુર એજંસિ. |
| ૨. ખેડા જિલ્લો. | ૨. મહીકાંઠા એજંસિ. |
| ૩ ભરૂચ જિલ્લો. | ૩. રેવાકાંઠા એજંસિ. |
| ૪. સુરત જિલ્લો. | ૪. સુરત એજંસિ. |
| ૫. પંચમહાલ જિલ્લો. | ૫. કાઠિઆવાડ એજંસિ. |

## સંસ્થાન

૧. વડોદરા સંસ્થાન, અને (૨) ખંભાત સંસ્થાન.

## અમદાવાદ જિલ્લો.

**સીમાઃ**—ઉત્તરે ગાયકવાડી મુલક ને મહીકાંઠા એજંસિ, દક્ષિણે ભાવનગરનું રાજ્ય, પૂર્વે ખંભાતનો અખાત, ખંભાતનું રાજ્ય ને ખેડા જિલ્લો, તથા પશ્ચિમે કચ્છનું રણને કાઠિઆવાડ એજંસિ છે.

**નદીઓઃ**—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, માજુમ, ભાદર, ભોગાવો ને હાથમતી.

**સરોવર**—નળ સરોવર. આ સરોવરનું પાણી ખારૂં છે.

**હવાપાણી**—ઉત્તર વિભાગના બીજા જિલ્લા કરતાં અહીં દરીઓ પાસે ન હોવાને લીધે તાપ તેમ ટાઢ અતિશય પડે છે, ધોઘા તરફ દરીઓ નજીક હોવાથી તાપ ઓછો લાગે છે.

**જમીન અને પાકઃ**—અમદાવાદ જિલ્લો બધો એક જથે આવેલો નથી. બીજાં દેશીરાજ્યોને લીધે તે ઘણે ભાગે વહેંચાઇ ગયો છે. આખા જિલ્લાના કુદરતી ત્રણ વિભાગ થઇ શકે. પહેલો પ્રાંતિજ ને મોડાસાનો પહાડી પ્રદેશ, તેમાં ડુંગરાળ ને રેતાળ જમીન છે. બીજો મધ્ય વિભાગ એમાં વીરમગામ, દસક્રોઇ, ધોળકા, ને ધંધુકા તાલુકાનો તથા સાણંદ મહાલનો સમાવેશ થાય છે. એના પૂર્વ ભાગમાં ધોળી રેતાળ, ને પશ્ચિમ ભાગમાં કાળી માટીની જમીન છે. ત્રીજો વિભાગ ઘોઘા તાલુકાનો છે. એમાં કાળી

ડુંગરાળ જમીન છે. સામાન્ય રીતે જિલ્લાની જમીન એ જાતની છે. પશ્ચિમ ભાગમાં કાળી અને પૂર્વ ભાગમાં ગોરાડુ. તેમાં બાજરી, ડાંગર, જુવાર, કઠોળ, વાલ અને કપાસ પાકે છે. ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ અને ધંધુકા તાલુકાનો પૂર્વ ભાગ ભાલ કહેવાય છે, તેમાં ઘઉં સારા થાય છે.

વસ્તીઃ—*૮૯૦૯૧૧ માણસની છે.

તાલુકાઃ—(૧) ઉત્તરદસ્ક્રોઇ (૨) દક્ષિણદસ્ક્રોઈ (૩) વીરમગામ (૪) પ્રાંતિજ (૫) ધોળકા (૬) ધંધુકા.

પેટામહાલ--(૧) સાણંદ (૨) મોડાસા ને (૨) ઘોઘા.

જાણવાલાયક સ્થળઃ--

અમદાવાદ—(૨૭૪૦૦૭) ગુજરાત પ્રાંતમાં સૌથી મોટામાં મોટું અને વેપારમાં સૌથી આગળ પડતુ શહેર છે. અહેમદશાહ પાદશાહે વસાવેલું હોવાથી અહમદાબાદ કે અમદાવાદ એવું નામ પડયું છે. અસલથી ગુજરાતની રાજધાની અહીં હોવાથી તથા હાલ પણ ઉત્તર વિભાગની રાજધાનીનું શહેર હોવાથી એને રાજનગર પણ કહે છે. શહેરને ફરતો કોટ છે. જુમામસીદ, ભદ્રનો કિલ્લો શાહ આલમનો રોજો, સીદી સૈયદની મસીદ, દાદાહરિની વાવ, માતરભવાનીની વાવ, કાંકરીઉં અને ચંડાળા તળાવ વગેરે

---

* કૌંસમાં મૂકેલા આંકડા વસ્તીના છે. તે નવા વસ્તીપત્રક પ્રમાણે છે. એ આકડા ગોખાવવાના નથી. માત્ર શહેરોની ઓફણીજા સાથે સરખામણી કરવા માટેજ છે.

જોવા લાયક જગાઓ છે, સુતર, કાપડ વણવાનાં; દીવાસળી, કાગળ તથા બરફ બનાવવાનાં વગેરે ઘણી જાતનાં કાર- ખાનાં આ શહેરમાં છે. લોકોનો મુખ્ય ઉદ્યોગ રેશમી, સુતરાઉ ને કસબી કાપડ વણવાનો હોવાથી એમ કહેવાય છે, કે **અમદાવાદ ત્રણ તાર પર જીવે છે.**"



...S TOMB શાહઆલમનો રોજો.

**વીરમગામ**—(૨૬૨૬૨) વીરમગામ તાલુકાનું મુખ્ય ગામ છે. શહેરને ફરતો પાંચ દરવાજાવાળો કોટ છે, અનાજ અને રૂના વેપારને માટે જાણીતું છે. શહેરમાં કપાસ લોઢવાનાં કારખાનાં, કાપડ વણવાનાં કારખાનાં તથા સિદ્ધરાજની માં મીનલદેવીએ બંધાવેલાં મીનલસર કે મુનસર અને ગંગાસર એ બે તળાવો વગેરે જોવા લાયક છે.

ધોળકા—(૧૨૫૧૩) ધોળકા તાલુકાનું મુખ્ય ગામ છે. જ્યાં પાંડવો છુપા રહ્યા હતા, તે વૈરાટ નગર અસલ આ શહેરની જગા એ હતું એમ લોકો માને છે. સિદ્ધરાજની મા મિનલદેવીએ બંધાવેલું મલાવ તળાવ તથા ખાન નામના મુસલમાને બંધાવેલું ખાન તળાવ એ જોવા લાયક જગાઓ છે. અહીંથી દાડમ, જમરૂખ, સૂંઠ વગેરે બહાર ગામ જાય છે.

સરખેજ—આ ગામ ઉત્તર દશક્રોઈ તાલુકામાં આવેલું છે. અમદાવાદ વસાવનાર અહમદશાહના દોસ્ત શેખઅહમદ ખટ્ટુ ગંજબક્ષની કબર અને રોજો છે; એ આશરે સાડાચારસો વરસ પર બંધાયો છે. ગુજરાતનો બાદશાહ મહમદ બેગડો અહીં ઘણી વાર રહેવા આવતો, તેણે એ રાજા પાસે એક તળાવ અને મહેલ બંધાવ્યાં હતાં, તે હાલ ભાંગી તુટી હાલતમાં છે. અહમદ ખટ્ટુ ગંજબક્ષની કબર પાસે મહમદ બેગડાની અને તેની બેગમની કબરો છે. એ કબરોની કોતરણી ઘણી ઉમદા છે.

ખારાઘોડા—વીરમગામ તાલુકામાં આ ગામ આવેલું છે. અહીં કુવાના પાણીથી સરકારની દેખરેખ હેઠળ મીઠું પકવવામાં આવે છે. એ મીઠું વરાગડું કહેવાય છે. પ્રથમ અહીં ખારોપાટ હતો. અને ઝાડપાન કંઇ હતા નહિ, પણ હાલ કેટલાંક ઝાડ ઉછેર્યાં. કુવાનું પાણી ખારૂ હોવાથી લોકો તળાવનું પાણી પીવાના કામમાં લે છે.

વઉઠા—ધોળકા તાલુકામાં ધોળકા ગામથી અગ્નિખુણામાં વઉઠા આવેલું છે. અહીં સાત નદીઓ એકઠી થાય છે. કાર્તકી પુનમે મોટો મેળો ભરાય છે.

**ઘોઘા**—( ૪૧૮૬ ) ઘોઘા મહાલનું મુખ્ય ગામ છે અહીં સરકારી નિશાળો, કચેરીઓ, ખ્રિસ્તી મીશન ખાતું અને તેમની નિશાળો વગેરે મકાનો છે. ખંભાતના અખાત પર બંદર છે, અને તે વહાણો લાંગરવાને આખું વર્ષ અનુકૂળ છે. અહીંથી ઇશાને એક દીવાદાંડી છે. તે ૧૦ માઇલ દૂરથી દેખાય છે.

આ સિવાય ધંધુકા, વટવા, પીરાણા, અડાલજ વગેરે જાણવા લાયક ગામ છે. વટવા અને પીરાણામાં રોજા તથા અડાલજની વાવ જોવા લાયક છે.

## ખેડા જિલ્લો

**સીમાઃ**—ઉતરે મહીકાંઠા એજંસિ, અમદાવાદ જિલ્લો અને વડોદરા સંસ્થાનનું દહેગામ પરગણું છે, પૂર્વે અને દક્ષિણે મહી નદી તથા પશ્ચિમે સાબરમતી નદી આવેલી છે.

**નદીઓ—સાબરમતી, મહી, વાત્રક, મેશ્વો, શેઢી ખારી અને મહોર.**

**જમીન અને પાકઃ**—જિલ્લાની ઉત્તર અને દક્ષિણ દિશાની જમીન ટેકરા ટેકરી વાળી છે. ઇશાન સરહદની જમીન કાળી છે, અને તે પડતર રહેવાથી ત્યાં મોટું ઘાસનું બીડ છે. આ ભાગ **માળ** નામથી ઓળખાય છે. માળમાં જિલ્લાના જુદા જુદા ભાગમાંથી ઘણા લોકો ખેતી કરવા માટે ગએલા છે. અને ડાંગર તથા કપાસ પકવે છે. પશ્ચિમ દિશા તરફ કાળી ક્યારીની જમીન છે, તેમાં ડાંગર ને ઘઉંનો પાક થાય છે. જિલ્લાના મધ્ય ભાગની જમીન ગોરાડુ છે અને તે ફળદ્રુપ છે. આ ભાગ **ચરોતર**ના ના-

મથી ઓળખાય છે. તેમાં તમાકુ, વરિઆળી ને જીરૂ તથા બાજરી, કઠોળ, તલ વગેરે અનાજ પાકે છે. ચરોતર ઝાડ પાનથી ભરપુર હોઇ બાગ જેવો સુંદર છે.

વસ્તીઃ--૭૧૦૯૮૨ માણસની છે.

તાલુકાઃ—(૧) કપડવણજ (૨) ઠાસરા (૩) નડિઆદ (૪) મહેમદાવાદ (૫) માતર (૬) આણંદ (૭) બોરસદ.

જાણવા લાયક સ્થળઃ—

નડિઆદ—( ૩૧૯૩૯ ) ખેડા જિલ્લામાં સૌથી મોટું ને વેપારમાં આગળ પડતું શહેર છે. શહેરમાં સરકારી કચેરીઓ, હાઇસ્કુલ, સંતરામનું મંદીર વગેરે જોવા લાયક જગાઓ છે. શહેર બહાર પશ્ચિમ દિશાએ મિશન ખાતા તરફથી ચાલતું દવાખાનું છે, ત્યાં ઘણે દૂરથી લોકો દવા કરાવવા સારૂ આવે છે.

મહેમદાબાદ—( ૬૨૩૮ ) ગુજરાતના બાદશાહ મહમદ બેગડાએ આ શહેર વસાવ્યું હતું, અને પોતાના નામ પરથી શહેરનું નામ મહેમદાવાદ રાખ્યું હતું. મહમદશાહે બંધાવેલો ભમરીઓ કુવો અને રોજારોજી નામથી ઓળખાતી કબરો જોવા લાયક છે. ભમરીઆ કુવામાં ચારે બાજુએ ભોંયરાં છે, ને તેમાં ઉતરવાને પગથીઆં છે. એમ કહેવાય છે કે આ કુવામાંથી એક ભોંયરૂં ઠેઠ અમદાવાદ સુધી જતું હતું, પણ હાલ સરકારે તે પુરાવી નાખ્યું છે. વળી મહંમદશાહે વાત્રક નદી પર બે મહેલ બંધાવ્યા

હતા. જે ચાંદા સુરજના નામથી જાણીતા છે. હાલ તો તે પડી ગયા છે. પણ તેની નિશાનીઓ જોવામાં આવે છે.

ખેડાઃ—(૮૨૭૭) જિલ્લાની રાજધાનીનું શહેર વાત્રક અને શેઢી નદીના સંગમ પર આવેલું છે. કલેકટર, આસિસ્ટંટ કલેકટરો વગેરે જિલ્લાના મુખ્ય અધિકારીઓ અહીં રહે છે. અસલ અહીં લશ્કરી છાવણી તથા તોપખાનું રાખવામાં આવતું પણ હાલ તો છાવણી ડીસે લઈ જવામાં આવી છે, તેથી કાંપમાં છુટાં છવાયાં ખાલી મકાનોજ માત્ર છે.

*કપડવણજ—(૧૪૭૯૪) અસલના વખતમાં અહીં કાપડનો બહોળો વેપાર ચાલતો, તે પરથી ગામનું નામ કપડવણજ પડયું છે, અહીં વહોરા લોકની વસ્તી વધારે છે. ને તેઓ કાચ અને સાબુ બનાવવાનો ધંધો કરે છે. અહીંના ઘણા વહોરાઓ મુંબઈમાં મોટા વેપારીઓ છે. તાલુકાનું મુખ્ય ગામ હોવાથી સરકારી કચેરીઓ, પોસ્ટ ઓફિસ, દવાખાનું વગેરે મકાનો, સિદ્ધરાજે બંધાવેલો કુંડ અને વાવ, તથા ટાવર, એ જોવા લાયક જગાઓ છે.

લસુંદ્રાઃ--કપડવણજ તાલુકામાં આવેલું છે. આ ગામની પાસે ટાઢા ઉના પાણીના દશ બાર કુંડ છે, તેમાંના પાણીમાં ગંધકની વાસ આવે છે, ને તે ચામડીના દરદોને ઘણું ફાયદાકારક છે.

ડાકોર—(૭૯૯૦) ઠાસરા તાલુકામાં આવેલું છે. અહીં રણછોડજીનું મોટું મંદીર છે. આસરે ૮૦૦ વર્ષ ઉપર

---

* કેટલાક કહે છે કે એનું અસલ નામ કપટપુર હતું. વળી કેટલાક કબર પાંચ ઉપરથી કપડવણજ એવું નામ પડયું એમ પણ કહે છે.

બોડાણો નામનો ભક્ત દ્વારકાથી રણછોડજીની મૂર્તિ અહીં લાવ્યો હતો. દરેક મહીનાની પુનમે ત્યાં મેળો ભરાય છે. આસો અને કાર્તક મહીનાની પુનમે ઘણા મોટા મેળા ભરાય છે, અને તે વખતે દેશપરદેશથી ઘણા હિંદુઓ ત્યાં દર્શન કરવા આવે છે. ગામમાં ગોમતી નામનું એક મોટું ને સુંદર તળાવ છે.

**વડતાલ**—નડિઆદ તાલુકામાં નડિઆદથી આસરે આઠેક માઇલ દૂર આ ગામ આવેલું છે. આ ગામ સ્વામીનારાયણ ધર્મના આચાર્યની ગાદીનું મથક હોવાથી ત્યાં મોટું જોવા લાયક મંદીર છે. ત્યાં ચૈત્ર સુદી નવમી અને કાર્તકી પુનમે મોટો મેળો ભરાય છે.

**આણંદ**—( ૧૧૦૫૪ ) તાલુકાનું મુખ્ય ગામ તથા મોટું *જંકશન સ્ટેશન છે. સ્ટેશનપર સરકારી કચેરીઓ તથા પ્રેમચંદ રાયચંદની બંધાવેલી ધર્મશાળા જોવા લાયક છે.

આ સિવાય મહુધા, માતર, ઉમરેઠ વગેરે મોટાં ગામો છે.

## પંચમહાલ જિલ્લો

**નામ પડવાનું કારણ**—આ જિલ્લો પાંચ મહાલ કે પરગણાંનો બનેલો હોવાથી તેનું નામ પંચમહાલ પડયું છે.

**સીમા**—ઉત્તરે અને પૂર્વે રેવાકાંઠા એજંસિ; દક્ષિણે ગાયકવાડનો મુલક તથા પશ્ચિમે ગાયકવાડનો મુલક અને મહી નદી છે.

---

* જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે જગા જંકશન કહેવાય છે.

પર્વતઃ—પાવાગઢ.

નદી—મહી.

**જમીન અને પાક**—ગુજરાતના બીજા ભાગો કરતાં આ જિલ્લામાં વરસાદ વધારે પડે છે. રેવાકાંઠા એજંસિને લીધે આ જિલ્લાના બે ભાગ પડેલા છે. ( ૧ ) ઈશાન તરફનો ને ( ૨ ) નૈઋત્ય તરફનો.

ઈશાન ભાગ ટેકરાટેકરીવાળો મુલક, નૈઋત્ય તરફનો ભાગ ઉત્તર ને દક્ષિણ દિશાએ ઉંચો નીચો, અને મધ્યમાં સપાટ જમીન સારી ફળદ્રુપ છે. જિલ્લાની જમીન મુખ્યત્વે કરીને બે જાતની છે.

૧. કાળી. ૨ ગોરાડુ. કાળી જમીનમાં કપાસ, ચણા ને મકાઇ તથા ગોરાડુ જમીનમાં બાજરી; જુવાર અને કઠોળનો પાક થાય છે. અનાજમાં મકાઈ આ જિલ્લાનો મુખ્ય પાક છે. ડુંગરો પર સાગ, વાંસ, સીસમ, અને મહુડાનાં ઈમારતી ઝાડો થાય છે. ગોધરીઆસાગ નામથી ઓળખાતો સાગ, તથા મહુડાનાં લાકડાં આ જિલ્લામાંથી આખા પ્રાંતમાં જાય છે.

**ખનીજઃ**—જિલ્લો ટેકરાટેકરીવાળો હોવાથી બીજા જિલ્લા કરતાં અહીં ખનીજ વધારે નીકળે છે. હાલોલ પાસેની ટેકરીઓમાંથી લોઢું અને મેંગેનીજ નીકળે છે. તે ખોદી કાઢવાનું કામ નારૂકોટ સંસ્થાનના શિવરાજપુર ગામ પાસે એક યુરોપીઅન કંપનિ કરે છે.

**વસ્તીઃ**—૩૭૪૮૯૦ માણસની છે. ભીલ, નાયકડા, કોળી વગેરે જંગલી લોકોની આ જિલ્લામાં ઘણી વસ્તી છે.

તાલુકાઃ—(૧) ગોધરા (૨) કાલોલ અને (૩) દાહોદ

મહાલઃ—(૧) ઝાલોદ ને (૨) હાલોલ.

જાણવા લાયક સ્થળઃ—

ગોધરાઃ—(૨૬૯૭૯) પંચમહાલ જિલ્લાના કલેકટરનું સદર સ્ટેશન છે. શહેરની પાસે 'ગોદ્રક' કે 'ગોધરક' નામનું તળાવ છે, તે પરથી તેનું નામ ગોધરા પડયું છે, ઇમારતી અને બાળવાનાં લાકડાંના વેપારનું મુખ્ય મથક છે. શહેરમાં સરકારી કચેરીઓ. દવાખાનું, હાઇસ્કૂલ અને તેની સાથેની બોર્ડિંગ તથા મુસાફરી બંગલો વગેરે મકાનો આવેલાં છે.

ચાંપાનેરઃ—આ શહેર હાલોલ તાલુકામાં આવેલું છે. વનરાજ ચાવડાના ચાંપા નામના પ્રધાને વસાવ્યું હતું, તેથી ચાંપાનેર નામ પડયું છે. પતાઈ રાવળ નામના હિંદુ રાજા પાસેથી મહમદ બેગડાએ એ શહેર જીતી લઇ ત્યાં પોતાની રાજધાની કરી હતી; અને તેને કિલ્લા, મહેલો, મસીદો, ને બાગથી શોભાવ્યું હતું. હાલ તો પ્રાચીન મકાનોનાં ખંડેરો, અને થોડાં આછાં આછાં ઘર સિવાય ત્યાં બીજું કંઈ નથી.

પાવાગઢઃ—ગુજરાતનાં જોવા લાયક સ્થળોમાંનું આ (સ્થળ) મુખ્ય છે. આ પર્વત પંચમહાલ જિલ્લાની દક્ષિણે હાલોલ મહાલમાં આવેલો છે. ચાંપાનેરના કોટ પાસેથી એના પર ચઢવાનો રસ્તો આવેલો છે. તળેટીથી ટોચ પર જ્યાં કાળકા માતાનું દહેરું આવેલું છે, ત્યાંસુધીનું અંતર લગભગ ત્રણ માઇલ છે. પર્વત પરનો ડુંગરી કિલ્લો ખાસ

જોવા જેવો છે. આ કિલ્લો જોવાથી આપણા દેશની પ્રાચીન કારીગરીનો કંઇક ખ્યાલ આવે છે. પર્વત પર કિલ્લા સિવાય રાણીઓને શિકારી રમત જોવા માટે બાંધેલો સાત માળ વાળો મહેલ, ઝવેરી ખાપરાનો મહેલ, નાગર હવેલી. માંચી હવેલી, મકાઈ કોઠાર, નવલખ કોઠાર, દૂધીઉં તળાવ જૈન લોકોનાં દહેરાં અને કાળકા માતાનું દહેરૂં એ જોવા લાયક જગાઓ છે.

દાહોદ--(૧૬૨૭૬) દાહોદ તાલુકાનું મુખ્ય ગામ છે. માળવા અને ગુજરાત આ બે ભાગની સરહદ પર આવેલું હોવાથી દોહદ કે દાહોદ એવું નામ પડયું છે. અહીં ઔ-રંગઝેબ બાદશાહનો જન્મ થયો હતો. તાલુકાનુ મુખ્ય ગામ હોવાથી સરકારી કચેરીઓ, મુસાફરી બંગલો, વગેરે મકાનો આવેલાં છે. શહેરની નજીકમાં છાબ નામનું તળાવ છે. એમ કહેવાય છે કે અસલના વખતમાં થઈ ગએલા દધિચી× નામના ઋષિ અહીં થઇ ગયા છે. તેમના નામ

---

× દધિચીઋષિ વિષે એમ કહેવાય છે, કે અસલના વખતમાં વૃત્રાસુર નામનો રાક્ષસ દેવોને બહુ પીડતો, આથી દેવો તથા તેમના રાજા ઇંદ્ર તેના ત્રાસથી બચવાનો ઉપાય પૂછવા વિષ્ણુ ભગવાન પાસે ગયા. વિષ્ણુ ભગવાને કહ્યુ, કે જો દધિચી ઋષિના હાડકાનું હથિયાર બનાવી ને રાક્ષસને મારવામાં આવે તો તે મરે. આથી બધા દેવો ઋષિ પાસે આવ્યા. ઋષિ તેમના આવવાનું કારણ સમજી ગયા અને આ મારો દેહ શા કામનો છે " એ કહી તેમણે જીવતાં પોતાના શરીરમાંથી હાડકું કાઢી આપ્યું. એટલે ઋષિ મરી ગયા. દેવોએ હાડકાનું હથિયાર બનાવી તે વડે વૃત્રાસુરને માર્યો ને સુખી થયા.

પરનાં દધીમતિ નામની નદી તથા તે દૂધેશ્વર મહાદેવનું દહેરૂં, આ બે જગાઓ આવેલી છે. હાલ તો દહેરાનાં માત્ર ખંડેરજ છે.

હાલોલઃ—( ૩૮૧૦ ) હાલોલ નામના પેટામહાલનું મુખ્ય શહેર છે, પહેલાં એ ચાંપાનેરનું પરૂં હતું, અહીં હાલુર નામના એક સુથારે સુંદર બાગ બનાવ્યો હતો. તેની યાદગીરીમાં તેનું નામ હાલોલ પાડવામાં આવ્યું છે. એના નૈર્ઋત્ય કોણમાં અર્ધો માઇલ છેટે ચંદ્રકળા વાવ-અહેમદાવાદમાં ભમરીઓ કુવો છે તેવી-તથા ઇશાન કોણમાં એક મોટો હોજ આવેલો છે.

ટુવાઃ—ગોધરા તાલુકાનું ગામ છે. ત્યાં ઊના પાણીના કુંડ છે.

કાલોલ તથા ઝાલોદ અનુક્રમે કાલોલ તાલુકો અને ઝાલોદ મહાલનાં મુખ્ય ગામો છે

## ભરૂચ જિલ્લો.

સીમા--ઉત્તરે મહી નદી, દક્ષિણે સુરત જિલ્લો, પૂર્વે વડોદરાનું રાજ્ય અને પશ્ચિમે ખંભાતનો અખાત આવેલો છે.

નદીઓ—મહી, ઢાઢર, નર્મદા, કીમ.

દીવાદાંડી—જિલ્લાના વાગરા તાલુકાના નૈઋત્ય ખુણામાં આવેલ લુહારા આગળ, અને જંબુસર તાલુકાના નૈઋત્ય ખુણામાં આવેલા દેવજગન આગળ, આવતાં જતાં વહાણો ખડક સાથે અથડાઇ ભાગી જાય નહિ, એટલા માટે એકક દીવાદાંડી બાંધેલી છે.

**જમીન અને પાક**—જિલ્લાની જમીન કાળી અને ગોરાડુ આ બે જાતની મુખ્ય છે. બારા આગળની કાળી જમીન ખારવાળી છે, તેમાં ઘઉં થાય છે. હાંસોટ મહાલમાં હાંસોટી અને બીજા કાઠા આ બે જાતના ઘઉં આ જિલ્લામાં પાકે છે. નર્મદા નદીના ભાઠાની કાળી જમીન ફળદ્રુપ છે, ને તેમાં તમાકુનો પાક સારો થાય છે. ઉત્તર દિશા તરફની તથા ઈશાન ખુણા તરફની કાળી જમીનમાં કપાસનો પાક થાય છે. આ ભાગ **કાનમ** નામથી ઓળખાય છે. બાકીની ગોરાડુ તથા બીજી જમીનમાં બાજરી, જુવાર કઠોર વગેરે પકવવામાં આવે છે. અનાજમાં જુવાર એ આ જીલ્લાનો મુખ્ય પાક છે.

**વસ્તી**—૩૦૭૭૪૫ માણુસની છે.

**તાલુકા**—(૧). ભરૂચ, (૨) અંકલેશ્વર, (૩) વાગરા, (૪) આમોદ, (૫) જંબુસર.

**મહાલ**—હાંસોટ.

**જાણુવા લાયક સ્થળઃ—**

**ભરૂચ** (૪૨૬૪૮)—જિલ્લાનું મુખ્ય ગામ નર્મદા નદીને કિનારે આવેલું છે. એમ કહેવાય છે કે આ શહેર ભૃગુઋષિએ વસાવ્યું હતું, તેમના નામ પરથી તે ભ્રગુકચ્છ કે ભરૂચ કહેવાય છે. શહેર *પાઘડીપને વસેલું છે. અસલ આ શહેરનો વેપાર પરદેશમાં મોટાં મોટાં બંદરો સાથે

* લંબાઇ વધારે ને પહોળાઇ ઓછી હોય, તે પાઘડીપનો કહેવાય. ભરૂચ શહેરની લંબાઇ ૨॥ માઇલ અને પહોળાઇ ફક્ત ૦॥। માઇલજ છે.

ચાલતો, પણ બીજાં સારાં બંદર ચઢતીમાં આવ્યાં તેને લ
તે પડી ભાગ્યો છે, છતાં "ભાગ્યું ભાગ્યું પણ ભરૂચ
આ કહેવત પ્રમાણે હાલ પણ શહેરમાં કપાસ લોઢવાનાં
જીન, ૫ છાપખાનાં, ૪ મિલો વગેરે કારખાનાં ચાલે
ભરૂચ જિલ્લામાં કપાસનો પાક થતો હોવાથી; ત્યાંથી ઘ
કપાસ બહારગામ જાય છે. શહેરમાં સરકારી ઓફિસો ચ
નિસિપલ ઓફિસો, જ્યુબીલી ટાવર વગેરે મકાનો ત
ભૃગુઋષિની વાડી, મોહનબાગ, કિશોર બાગ વગેરે બી
જોવા લાયક જગાઓ છે.

**શુકલતીર્થ**—ભરૂચ તાલુકામાં નર્મદા નદીને ઉ
કિનારે આ શહેર આવેલું છે; અને તે મોટું જાત્રાનું સ્
છે. અહીં ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં છે, અને દર કાત
પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે. એની નજીકમાં નમ
નદીના બેટપર એક કબીરવડ નામનો મોટો વડ છે.
વડ એટલો મોટો છે કે તેની નીચે ૭૦૦૦ માણસો સુખે
બેસી શકે. એ વડ વિષે એવી દંતકથા છે કે કબ
નામના સાધુએ ત્યાં દાતણની ચીરી ખોસેલી તે ફૂટીને
વડ થયો છે.

**ભાડભુત**—ભરૂચ તાલુકામાં નર્મદા નદીને ઉત્તર કિ
ભરૂચથી ૮ માઈલ દૂર આવેલું છે. ત્યાં ભાડભૂતેશ્વર મ
હાદેવનું દહેરૂં છે. અધિક ભાદરવા મહીનામાં ભાડભૂતેશ્વર
જાત્રા કરવા ઘણા માણસો આવે છે. જાત્રા આખો મહી
ચાલે છે.

અંકલેશ્વર—(૧૧૭૬૨) અંકલેશ્વર તાલુકામાં આવેલું છે. અંકલેશ્વર અને ભરૂચ વચ્ચે નર્મદા નદીનો મોટો પૂલ જોવા લાયક છે, ગુજરાતમાં સૌથી મોટો પૂલ આ છે, નાંદોદથી લાકડાં, વાંસ, મીણ, મધ, વગેરે જંગલની પેદાશ તથા કપાસ અહીં આવે છે.




નર્મદા નદીનો પૂલ.

ગંધાર—વાગરા તાલુકામાં આવેલું છે. અસલ આ બંદરનો દરીઆમાર્ગે ભરૂચ બંદર સાથે સારો વેપાર ચાલતો, પણ હાલ તે પડી ભાગ્યો છે. અહીં ઘણા જુના વખતનું એક જીર્ણ થઇ ગએલું શ્રાવક લોકોનું દહેરૂ છે. તેમાં એક ધોળા પત્થરની તથા તેની આજુબાજુ એકેક કાળા પત્થરની મળી કુલ ત્રણ સંગેમરમરની મૂર્તિઓ છે. કહે છે કે દરેક મૂર્તિનું વજન ૧૦૦ મણ જેટલું હશે.

હાંસોટ—હાંસોટ મહાલનું મુખ્ય ગામ છે. કશ્યપ-ઋષિના કુળમાં ઉત્પન્ન થએલા હંસે બ્રહ્માનું વાહન થવા અહીં તપ કરેલું, તે પરથી આ ગામનું નામ હંસેશ્વર પડેલું. હાલ તે હાંસોટ નામથી ઓળખાય છે,

આ સિવાય જંબુસર, ટંકારીઆ, દહેજ, વાગરા વગેરે ગામો આવેલાં છે

ટંકારીઆ અને દહેજ બંદરો છે.

## સુરત જિલ્લો

સીમાઃ—ઉત્તરે કીમ નદી, દક્ષિણે દમણગંગા નદી, પૂર્વે ગાયકવાડનું રાજ્ય અને પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે.

પર્વતોઃ—મોતા અને પારનેરા, પારનેરાનો ડુંગર ૬૦૦ ફુટ ઉંચો છે. અસલ આ ડુંગર પર એક કિલ્લો હતો, અને તેની તળેટીમાં વાઘવરૂના રહેઠાણવાળું જંગલ હતું, હાલ તે કાપી નાખવામાં આવ્યું છે.

નદીઓઃ—તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, દમણગંગા, પાર અને કીમ.

જમીન અને પાકઃ—જિલ્લાની પૂર્વ સરહદનો ભાગ ડુંગરાળ અને જંગલોથી ભરપુર છે. આ ભાગ સાંકડો છે ને તે ઉત્તર દક્ષિણ આવેલો છે. બાકીનો ભાગ વિશાળ મેદાન છે. મેદાનના દરીઆ કિનારાના ભાગ પર ઘણી જગાએ રેતીના ટેકરા છે, અને તે ભાગ ખેતી માટે નકામો છે.

ખેતીના કામમાં આવે એવી જમીનમાં આ જિલ્લાની જમીન મુખ્યત્વે કરીને બે જાતની છે. કાળી અને ગોરાડુ.

કાળી જમીનમાં ડાંગર, જુવાર, કપાસ અને શેરડી; તથા ગોરાડુ જમીનમાં નાગલી, કોદરા, અને કઠોળ વગેરે ધાન્ય પાકે છે.

વસ્તીઃ—૬૭૪૩૫૧ માણસની વસ્તી છે.

તાલુકાઃ—(૧) ઓરપાડ (૨) માંડવી (૩) ચોર્યાસી (૪) બારડોલી (૫) જલાલપુર (૬) ચીખલી (૭) વલસાડ (૮) પાલડી.

મહાલઃ—વાલોડ.

જાણવા લાયક સ્થળઃ—

સુરતઃ—( ૧૧૯૪૩૪ ) આ શહેર ચોર્યાસી તાલુકામાં તાપી નદીને કાંઠે આવેલું છે. એમ કહેવાય છે કે અસલ આ શહેરની જગાએ સૂર્યપુર નામનું એક નાનું ગામડું હતું. કેટલાક વખત પછી ગોપી નામનો એક હિંદુ ત્યાં આવીને વસ્યો, અને તેણે આબાદ કર્યું. ને પોતાની સ્ત્રી સુરતાના નામ પરથી શહેરનું નામ સુરત પાડ્યું. અસલ આ શહેર વેપારને માટે ઘણું નામીચું હતું, અને પશ્ચિમ હિંદમાં મોટું બંદર ગણાતું. તેનો વેપાર ઈરાન, અરબસ્તાન, આફ્રિકા ને યુરોપનાં બંદરો સાથે ધમધોકાર ચાલતો યુરોપના વતનીઓ હિંદમાં વેપાર કરવા આવ્યા, ત્યારે વલંદા, ફ્રેંચ, અને અંગ્રેજ વેપારીઓએ અહીં વખાર ઘાલી હતી તે અરસામાં સુરત શહેરની દોલતથી લોભાઈ શિવાજીએ બે વખત એ પર હુમલો કર્યો હતો. વખત જતાં વેપાર કમી થતો ચાલ્યો, અને આબાદી

ઘટતી ચાલી. છતાં હાલ પણ ત્યાંનું સુતરાઉ અને રેશમી કાપડ તથા જરીનું કામ ઘણું વખણાય છે. વળી જમણ માટે લાંબા વખતથી અહીંની પ્રજા શોખીન છે. કહેવત છે કે " **કાશીનું મરણ અને સુરતનું જમણ.** " શહેરમાં કિલ્લો, ટાવર, સરકારી કચેરીઓ, હિંદુ અને જૈન લોકોનાં દહેરાં, પારેખ હુન્નરશાળા, મ્યુનિસિપલ હોલ, ગોપી તળાવ, રાણીનો બાગ, જુમામસીદ, દરિઆમહેલ, નવાબની વાડી વગેરે જોવા લાયક જગાઓ આવેલી છે.

**વલસાડઃ**—( ૧૯૮૨૨ ) વલસાડ તાલુકાનું મુખ્ય ગામ છે. ઔરંગા નદી પર બંદર છે. ઇમારતી અને બાળ-વાનાં લાકડાં, અનાજ, ગોળ, અને ઇંટો બહારગામ જાય છે. ડાંગ અને ધરમપુરના જંગલનાં બધાં લાકડાં આ બંદ-રેથી કાઠિઆવાડનાં બંદરોએ જાય છે.

**તીથલઃ**—વલસાડ તાલુકામાં વલસાડની પાસે બે માઇલ પર દરીઆ કિનારે આવેલું છે, તે હવા ખાવાનું સ્થળ છે. અગાઉ ગોરા લશ્કરને અહીં હવા ફેર માટે રાખતા. હાલ લશ્કર આવતું નથી. પણ અમલદારો તથા અમદાવાદ ને મુંબઇના ઘણા શ્રીમંતો ઉનાળામાં અહીં આવી વસે છે.

**બહુધાનઃ**—માંડવી તાલુકામાં તાપી નદીને કાંઠે જાત્રાનું સ્થળ છે, ત્યાં બાર વર્ષે ( સિંહસ્થના વર્ષમાં ) જાત્રા ભરાય છે.

**હજીરાઃ**—તાપી નદીના મુખ પર જમણે કિનારે ઓરપાડ તાલુકામાં હવા ખાવાનું સ્થળ છે. આ ગામનું નામ ઢઉ છે, પણ ત્યાં વૉકસ સાહેબનો હજીરો એટલે

કબર છે, તેથી હજીરો એવું નામ પડ્યું છે. એની નજીકમાં દીવાદાંડી છે. એ દીવાદાંડીમાં ફાનસો સળગે છે, તેનું અજવાળું ડુમસના કિનારા પરથી દેખાય છે. હજીરામાં એક હિંદુની ને એક પારસીની એમ બે ધર્મશાળા છે.

**ઉદવાડાઃ**—પારડી તાલુકામાં આ ગામ આવેલું છે. ને પારસી લોકના જુના આતશ બહેરામના દહેરાને—મોટી અગિઆરીને—માટે પ્રખ્યાત છે. સંજાણમાંથી આતશ લાવીને અહીં રાખેલા છે, તેથી ઘણા પારસીઓ જાત્રા માટે આવે છે.

**રાંદેરઃ**—(૧૦૫૪૭) ચોર્યાસી તાલુકામાં તાપી નદીને જમણે કિનારે સુરતની સામે આ શહેર આવેલું છે. ત્યાંનાં રાંદેરી બોર વખણાય છે.

## થાણા જિલ્લો.

**સ્થળઃ**—ઉત્તર વિભાગની છેક દક્ષિણે આ જિલ્લો આવેલો છે.

**પર્વતઃ**—સહ્યાદ્રિ.

**જમીન અને પાકઃ**—પશ્ચિમ તરફનો દરીઆ કિનારાનો પ્રદેશ નીચો અને ફળદ્રુપ છે. અને પૂર્વ તરફનો પ્રદેશ સહ્યાદ્રિ આવેલો છે તેથી પહાડી છે. કિનારા તરફના ફળદ્રુપ પ્રદેશમાં શેરડી, કેળાં, પાન, આદુ, નાળિએર વગેરે પાકે છે અને પશ્ચિમ તરફના ભાગમાં ડાંગરનો પાક થાય છે. કારણ કે વધારે વરસાદ અને પથરાવાળી જમીન એટલે તેમાં ડાંગર સિવાય બીજો પાક થઇ શકતો નથી.

વસ્તીઃ--(૭૫૯૯૧૬) માણસની છે અને તેઓની ભાષા **મરાઠી** છે. પશ્ચિમના પહાડી પ્રદેશમાં જંગલી લોકોની વસ્તી વધારે છે.

તાલુકાઃ--ડાહાણું, માહીમ, વસઈ, સાષ્ટી, ભીંવડી, વાડે, શાહપુર, મુરવાડ અને કલ્યાણ.

**જાણવા લાયક સ્થળોઃ—**

૧ **થાણાઃ**—(૨૨૬૩૯) જિલ્લાનું મુખ્ય ગામ સાષ્ટી બેટમાં આવેલું છે. મુંબઈની પાસે આવેલું હોવાને લીધે કેટલાક લોક ત્યાં રહી દરરોજ મુંબઈ જા આવ કરે છે.

૨ **વસઈઃ**--(૧૦૩૬૬) તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાં પાન, શેરડી, કેળાં વગેરે થાય છે.

૩ **બોરીવલી** સ્ટેશનથી દોઢ માઇલ પર **કેનેરી** ગુફા જોવા લાયક છે.

૪. કલ્યાણઃ--(૧૭૮૨૯) ઘણું જુનું શહેર છે.

## મહીકાંઠા એજન્સિ.

નામ પડવાનું કારણઃ—મહી નદીના નામ પરથી આ એજંસિનું નામ **મહીકાંઠા** પડેલું છે.

સીમાઃ—ઉત્તરે આબુના ડુંગરો, પૂર્વે મેવાડનું રાજ્ય અને રેવાકાંઠા એજંસિ, દક્ષિણે અમદાવાદ ને ખેડા જિલ્લો, તથા પશ્ચિમે પાલણપુર એજંસિ ને ગાયકવાડનું રાજ્ય આવેલું છે.

પર્વતઃ—આબુ.

નદીઓઃ—**સાબરમતી, સરસ્વતી**, વાત્રક, હાથમતી, ખારી, મેશ્વો, અને માજુમ.

**દેખાવ અને ઋતુઃ**—આ એજંસિનો ઉત્તર અને પૂર્વ સરહદનો ભાગ ડુંગરોથી છવાએલો છે. આ ડુંગરવાળા ઉંચા ભાગની હવા વધારે ઠંડી છે, અને બાકીના ભાગની ગુજરાતના બાજા ભાગના જેવીજ છે.

**જમીન અને પાકઃ**—એજંસિનો ઘણો ભાગ ડુંગરાઉ હોવાને લીધે માત્ર પોણા ભાગની જમીનમાં ખેતી થાય છે, ને બાકીની જમીન પડતર રહે છે. ખેડાણ કરવા લાયક જમીન મુખ્યત્વે કરીને ત્રણ જાતની છે. ગોરાડુ, રેતાળ ને કાળી. ઘઉં, ચણા, ડાંગર, જુવાર, બાજરી, કઠોળ અને કપાસ એ આ એજંસિનો મુખ્ય પાક છે.

ડુંગરાઉ જમીનમાં નાનાં મોટાં ઘણાં જંગલો આવેલાં છે. તેમાં ખેર, સીસમ, ટીંબરણ, વાંસ વગેરે ઉપયોગી ઝાડ થાય છે. કોઇક સ્થળે—ગઢવાડા, દાંતા ને ઇડર સંસ્થાનમાં—સુખડનાં ઝાડ પણ થાય છે.

**ખનીજઃ**—ઇમારતી પત્થર, ઘંટીનો પત્થર, આરસપહાણ, ચકમકનો પત્થર, વગેરે ઘણી જાતના પત્થરો, તથા અબરખ અને ખડી આ એજંસિમાંથી પુષ્કળ નીકળે છે.

**વસ્તીઃ**—૪૫૦૪૭૮ માણસની છે. આ એજંસિ પ્રાંતના છેક ખુણાપર આવેલી છે, તેથી તથા તેમાં ઘણા ડુંગરો ને જંગલો આવેલા હોવાથી વસ્તી ઓછી છે. ડુંગરી ભીલ લોકોની વસ્તી વધારે છે.

**રાજ્યવહીવટઃ**—આ એજંસિનાં સંસ્થાનો પર દેખરેખ રાખવાને અંગ્રેજ સરકાર તરફથી એક અંગ્રેજ અધિકારી નીમેલા છે, તે પોલિટિકલ એજંટ કહેવાય છે.

આ એજંસિના ૭ ભાગ પડેલા છે, તે પરગણા કહેવાય છે.

| પરગણાનું નામ. | મુખ્ય સંસ્થાનો. |
|---|---|
| ૧. નાની મારવાડ. | દાંતાં, ઈડર, ને માલપુર. |
| ૨. રેવર. | મોહનપુર. |
| ૩. સાબરકાંઠો. | માણુસા અને પેથાપુર. |
| ૪. વાત્રકકાંઠો. | આમલીઆરા ને ઘોડાસર. |
| ૫. બાવીસી. | વાસણા, મહીસા ને ડભોડા. |
| ૬. કટોસણ. | કટોસણ, જોટાણા ને સાંથળ. |

જાણવા લાયક સ્થળ:-

ઇડર:-(૪૯૭૯) ઇડરના રાજ્યમાં આવેલું છે. ઇડરના રાજ્યની રાજધાની અસલ આ શહેરમાં હતી. શહેરની આસપાસ ગોળ બુરજોવાળો મજબુત કોટ છે. કોટની નજીક શહેરને વીંટળાએલો એક ડુંગર છે. શહેરમાં સરકારી કચેરીઓ, નિશાળો તથા ત્રિપોળીઓ નામે પત્થરથી બાંધેલો મોટો ટાવર, એ જોવા લાયક જગાઓ છે. ટાવર ઉપર ચારે દિશાએ જોઇ શકાય એવું મોટું ઘડિઆળ છે; તથા ટાવરવાળા મકાનમાં લાયબ્રેરિ છે. શહેર બહાર વાદળ મહેલ, જુવાન વિલાસ વગેરે રાજમહેલો, બાગો, તથા જુના વખતનો ઘણો મજબુત એક ગઢ જોવા લાયક છે. આ ગઢ પહાડ ઉપર આવેલો હોઇ "ઇડર ગઢ" ના નામથી જાણીતા છે. આ ઇડરગઢ એવો મજબુત-અજીત-છે કે ભારે કામ સફળ થાય તો ઇડરીઓ ગઢ લીધો" એવી લોકોમાં કહેવત ચાલે છે. ગઢ ઉપર જૈનોનાં તથા હિંદુઓનાં દહેરાં તથા "રણમલનીચોકી"

અને "રૂઠી રાણીનો માળીઓ-શોકાતુર રાણીનો મહેલ-" નામથી ઓળખાતી ઈમારતો જોવાલાયક છે.

અમનગરઃ—ઈડરના રાજ્યની રાજધાનીનું શહેર હાથમતી નદીને કિનારે આવેલું છે. ગુજરાતના અહમદશાહ બાદશાહે આ શહેર વસાવ્યું હતું, અને અહીં પોતાની રાજધાની કરવાનો વિચાર હતો. શહેરને ફરતો કોટ છે. સરકારી કચેરીઓ, બાદશાહી વખતમાં જીર્ણ થઈ ગએલાં મકાનો અને તેમાંનું ઉત્તમ કોતરકામ, તથા મહારાજા સાહેબે તદ્દન પત્થરથી બાંધેલો ઈંગ્લિશ ફેશનનો મહેલ જોવા લાયક છે. શહેરની નજીકમાંથી ઇમારતી પત્થર નીકળે છે.

સાદરા—મહીકાંઠા એજંસિનું સદર સ્ટેશન છે. અહીં દેશી તથા યુરોપીઅન લશ્કરની છાવણી છે. અહમદશાહે બંધાવેલો મજબુત કિલ્લો, સ્કૂલો, સિવિલ હોસ્પિટલ, દરબારી ઉતારા, ઓફિસો, તથા તાલુકદારોના કુંવરોને કેળવણી આપવા માટે સ્થાપેલી સ્કોટ કોલેજ વગેરે જોવાલાયક સ્થળો છે.

પેથાપુર—સાબરમતી નદીને કાંઠે આવેલું છે. અહીંના બાંધણીના સાલ્લા જે "પેથાપુરની બાંધણી" કહેવાય છે, તે વખણાય છે. પહેલાં અહીં જામગીરી વાળી બંદુકો સારી બનતી. હાલ પણ તરવાર, ભાલા, જમૈયા, છરી, ચપ્પુ વગેરે હથિયારો અને તાળાં વખાણવા લાયક છે.

ખેડબ્રહ્માઃ—ઈડર સંસ્થાનમાં જાત્રાનું સ્થળ છે. એમાં ભૃગુ ઋષિનો આશ્રમ, બ્રહ્માની મૂર્તિ. (જે તદ્દન રેતીની બનાવેલી છે.) અંબાજી માતાનું મંદીર વગેરે જોવાલાયક છે. બ્રહ્માએ પાપમુક્ત થવા માટે અહીં મોટો યજ્ઞ કર્યો હતો,

અને પોતાની ચાર મુખવાળી મૂર્તિ સ્થાપન કરી હતી. તેથી આ સ્થળનું નામ ખેડબ્રહ્મા કે બ્રહ્માની ખેડ એવું પડયું એમ કહેવાય છે.

**શામળાજીઃ**—ઈડર સંસ્થાનમાં મેશ્વો નદીને કાંઠે જુનું પવિત્ર ધામ છે. એમાં શામળાજી એટલે શ્રી કૃષ્ણની મૂર્તિ છે. મહાદેવજીનું ભોંયરામાં આવેલું દેવાલય, અને બીજાં મંદીરો તથા ૧૦૧ બાળકો સાથેની ગાંધારીની મૂતિ જોવાલાયક છે. ત્યાં કારતક સૂદ પુનમ ઉપર મોટો મેળો ભરાય છે.

**કુંભારીઆઃ**—આ ગામ ચિતોડના કુંભારાણાએ વસાવ્યું હતું તેની પાસે વીમળશાનાં બંધાવેલાં જૈનોનાં દહેરાં છે.

**દાંતા**—દાંતા સંસ્થાનની રાજધાનીનું શહેર છે. દાંતાનું રાજ્ય અંબા માતાના દહેરા તથા એમાં આવેલા આરાસુર પહાડને લીધે પ્રખ્યાત છે. દહેરાની આવક રાજ્યમાં જમા થાય છે. ત્યાંનો રાજા પરમાર રજપુત છે.

## રેવાકાંઠા એજંસિ.

**નામ પડવાનું કારણ**—રેવા એટલે નર્મદા નદીના નામ પરથી આ એજંસિનું નામ રેવાકાંઠા એજંસિ પડેલું છે.

**સીમાઃ**—ઉત્તરે મહીકાંઠા એજંસિ, પૂર્વે પંચમહાલ જિલ્લો અને હિંદુસ્તાન, દક્ષિણે ગાયકવાડનું રાજ્ય, અને પશ્ચિમે ભરૂચ, ખેડા, ને પંચમહાલ જિલ્લો તથા ગાયકવાડનું રાજ્ય આવેલાં છે.

**દેખાવ**--આ એજંસિનો પૂર્વ તરફનો ભાગ, તથા ઓરસંગ ને હેરણુ નદીના પ્રદેશ સિવાયનો સઘળો મધ્ય ભાગ પહાડી છે. એકંદરે જોતાં વાડાસિનોર અને લુણાવાડાનો પશ્ચિમ ભાગ તથા મેવાસનો ભાગ બાદ કરતાં એજંસિનો સઘળો પ્રદેશ પહાડી ને જંગલોથી ભરપુર છે. આ ભાગમાં 'પહાડ, પાણી ને પાંદડાં' સિવાય બીજું કંઈ જોવામાં આવતું નથી.

**પર્વત**—રાજપીંપળા. આ પર્વત સાતપુડા પર્વતનો ભાગ છે. આ સિવાય નાની મોટી પર્વતોની ઘણી હારો આ મુલકમાં છે.

**નદીઓ**--નર્મદા, કરજણ, ઓરસંગ, મહી, પાનમ, હેરણ વગેરે, દક્ષિણ રેવાકાંઠા નદીઓથી ભરપુર છે.

**આબોહવા**--આ એજંસિનો ઘણો ભાગ પહાડી અને જંગલોવાળો હોવાથી ગુજરાતના બીજા ભાગો કરતાં ત્યાં ઠંડી અને વરસાદ વધારે પડે છે. તથા હવાપાણી બીજા ભાગો કરતાં નબળાં છે. બહારના માણસોને તે માફક આવતાં નથી. પશ્ચિમના સપાટ પ્રદેશમાં હવાપાણી સારાં છે. પશ્ચિમના સપાટ પ્રદેશ કરતાં પૂર્વના પર્વત પ્રદેશમાં શિઆળામાં વધારે ઠંડી, ઉનાળામાં ઓછી ગરમી, અને ચોમાસામાં વરસાદ પડે છે.

**જમીન અને પાકઃ**—ડુંગરાળ અને જંગલવાળા ભાગો બાદ કરતાં રેવાકાંઠાની જમીન રસાળ કહી શકાય તેવી છે. અને તે આશરે કૂલ જમીનના પાંચમા ભાગની છે. તેમાં મકાઈ, ડાંગર, જુવાર, બાજરી, કોદરા વગેરે

ધાન્ય; તુવેર, મઠ, ચણા વગેરે કઠોળ; તથા તલ, દીવેલી કપાસ વગેરે પાકે છે.

જંગલોમાં મહુડા; તાડ, સાગ, વાંસ, ખેર અને ખાખરા વગેરે અનેક જાતનાં ઝાડો થાય છે. તથા મધ, મીણ અને લાખ પુષ્કળ મળી આવે છે.

**ખનીજઃ**—ડુંગરોમાં ઇમારતી પથરા, અબરખ, લોઢું અને મેંગેનીઝ વગેરે ખનીજો મળી આવે છે. ઝઘડીઆ તાલુકાના રતનપુર ગામ પાસેથી * અકીકના પત્થર નીકળે છે.

**વસ્તીઃ**—૭૫૩૦૫૮ માણસની છે. વસ્તીનો ઘણો ભાગ ભીલ, કોળી, નાયકડા, ધાણુકા વગેરે જંગલી લોકોની છે.

**રાજ્યવહીવટ**—આ એજન્સિ પર પંચમહાલ જિલ્લાના કલેક્ટર દેખરેખ રાખે છે. તેઓ એજંસિના પોલિટિકલ એજંટ કહેવાય.

**સંસ્થાનો**—(૧) રાજપીપળા (૨) છોટાઉદેપુર (૩) બારૈયા (૪) લુણાવાડા (૫) સૂંથ ને (૬) વાડાસિનોર.

**સંસ્થાનોના સમૂહઃ**—(૧) સંખેડા મેવાસ, ને (૨) પાંડુ મેવાસ.

રાજપીપળા, લુણાવાડા ને સૂંથના રાજ્યકર્તા મહારાણા, છોટાઉદેપુર ને બારૈયાના રાજ્યકર્તા મહારાવળ, અને વાડાસિનોરના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. સંખેડા મેવાસ

* આ પત્થર ખંભાત મોકલવામાં આવે છે. ત્યાં તેનાં એરીંગ, ચાક, વીંટી, ઘડિઆળના અછોડા વગેરે વસ્તુઓ બને છે.

ને પાંડુ મેવાસનાં ગામોમાં તાલુકદાર ઠાકોરનો અમલ છે, ને તેનો વહીવટ અંગ્રેજ સરકાર ચલાવે છે.

જાણવા લાયક સ્થળઃ—

૧. નાંદોદ—(૧૧૦૯૪) રાજપીપળાની રાજધાની છે; અને રેવાકાંઠામાં સૌથી મોટું શહેર છે. એમાં દરબારી હવેલી, હર્ષદી માતા ( રાજકુળ દેવી ) નું મંદીર; છત્રવિલાસ મહેલ, ઘડિઆળનો મિનારો, રાજ્યકચેરીઓ, લાયબ્રેરી વગેરે મકાનો તથા લક્ષ્મીનારાયણ, રણછોડજી, હનુમાન વગેરેનાં દહેરાં જોવાલાયક છે.

સૂરપાણ અને મોખડીઘાટઃ—સૂરપાણમાં શૂળપાણેશ્વર મહાદેવનું દહેરૂં છે, અને દર વરસે ચૈત્ર વદ અમાસે મોટી જાત્રા ભરાય છે.

શૂળપાણથી બે ગાઉ દૂર મોખડીનો ઘાટ આવે છે. સો ફુટ ઉંચેથી નદીનો ધોધ પડે છે. તેનો અવાજ ચાર ગાઉ દૂરથી સંભળાય છે, આ ધોધ સુરપાણનો ધોધ કહેવાય છે.

છોટાઉદેપુરઃ—છોટાઉદેપુર સંસ્થાનનું મુખ્ય શહેર છે. અહીં રાજાનો મહેલ, નિશાળ, દવાખાનું વગેરે જોવાલાયક જગાઓ છે.

દેવગઢબારીઆઃ—બારીઆનું મુખ્ય શહેર છે, રાજાનો મહેલ, કિલ્લો, દવાખાનું વગેરે જોવા જેવાં મકાનો છે.

લુણાવાડાઃ—(૯૯૫૬) લુણાવાડા સંસ્થાનનું મુખ્ય શહેર છે. એમાં રાજાનો મહેલ, સરસ્વતી મંદીર, કચેરીઓ; જેલ, ઘડીઆળનો મિનારો, ફતેહબાગ, લુણેશ્વર તથા

વિશ્વેશ્વર મહાદેવનાં દહેરાં, નાથબાવાનો મઠ વગેરે જોવા જેવી જગાઓ છે.

**વીરપુરઃ**—વાડાસિનોર સંસ્થાનમાં આ ગામ આવેલું છે. આ શહેર ઘણું પુરાતન છે. એમાં એક જુનો કિલ્લો છે. એની નજીકમાં એક ટેકરી પર દરીઆશા પીરનો મોટો જોવાલાયક રોજો છે. અહીં વરસોવરસ મોટો ઓરસ ભરાય છે.

૮ **વાડાસિનોરઃ**—વાડાસિનોર સંસ્થાનનું મુખ્ય શેહેર છે. અહીં નવાબનો મહેલ, ઘડિઆળનો મિનારો, દવાખાનું તળાવ તથા તે પર આવેલો બંગલો વગેરે જોવાલાયક જગાઓ આવેલી છે.

## પંચમહાલ એજંસિ.

એજંસિને હાલ રેવાકાંઠા એજંસિ સાથે જોડી દીધી છે. અહીંના રાજ્યકર્તા નાયક કહેવાય છે. રાજધાનીનું ગામ નારૂકોટ છે. એનું બીજું ગામ જાંબુઘોડા છે.

## સુરત એજંસિ.

**જમીન, પાક અને ઋતુઃ**—આ એજંસિની જમીન ઘણે ભાગે કાળી છે; અને તેમાં ડાંગર જુવાર, કપાસ નાગલી, કોદરા ને કઠોળ પાકે છે. ધરમપુર ને વાંસદા સંસ્થાનોની હવા જંગલોને લીધે ખરાબ છે, પણ સચીન સંસ્થાનની હવા સારી છે.

**વસ્તીઃ**—૧૭૯૭૫૪ માણસની છે.

**નદીઓઃ**—કાવેરી, અંબીકા ને દમણગંગા.

રાજ્ય વ્યવસ્થાઃ—આ એજંસિ પર દેખરેખ રાખવાનું એટલે ત્યાંના પોલિટિકલ એજંટ તરીકેનું કામ સુરત જિલ્લાના કલેકટર કરે છે.

સંસ્થાનઃ—(૧) વાંસદા, (૨) ધરમપુર, (૩) સચીન ને (૪) ડાંગ, વાંસદા અને ધરમપુરમાં હિંદુ રાજાનું ને સચીનમાં મુસલમાન રાજાનું રાજ્ય છે.

જાણવા લાયક સ્થળઃ—

૧. વાંસદાઃ—(૩૪૯૮) વાંસદા સંસ્થાનની રાજધાનીનું ગામ છે. શહેરમાં રાજાનો મહેલ જોવા લાયક મકાન છે.

૨. ઉનાઈઃ—આ ગામમાં માતાજીનું તથા રામચંદ્રજીનું મંદીર અને ઉના પાણીના કુંડ છે. દર વરસે ચૈત્રી પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

૩. ધરમપુરઃ—(૬૨૩૩) ધરમપુર સંસ્થાનની રાજધાનીનું શહેર છે. અહીંના રાજ્યકર્તા રાણા કહેવાય છે. ગામમાં દરબારી મહેલ જોવા જેવો છે.

૪. સચીનઃ—(૧૦૪૪) સચીન સંસ્થાનની રાજધાનીનું ગામ છે. ત્યાંના રાજ્યકર્તા નવાબ કહેવાય છે. તેઓ જાતે હબસી મુસલમાન છે.

૫. ડુમસઃ—સચીન સંસ્થાનમાં સુરતથી આસરે ૧૦ માઈલ દૂર દરીઆ કિનારે આવેલું છે. તે હવા ખાવાનું સ્થળ છે. સુરતથી અમદાવાદ અને મુંબઈથી ઘણા પૈસાદાર લોકો ઉનાળામાં અહીં હવા ખાવા સારૂ આવે છે.

# પશ્ચિમ હિંદના રાજ્યો.

## કાઠિઆવાડ

**સીમાઃ**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત, દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે કચ્છનો અખાત આવેલો છે.

**દેખાવઃ**—કાઠિયાવાડ એ અરબી સમુદ્રના અંદર બહાર પડતો એક મોટો દ્વિપકલ્પ છે. એની આખી સપાટી ડુંગર વાળી છે, ને કિનારાનો ભાગ રેતાળ છે. મધ્યભાગ વધારે ઉંચો હોઇ ચારે દિશાએ ઢાળ પડતો છે. મધ્યના આ ઉંચાણ પ્રદેશમાંથી પુષ્કળ નદીઓ નીકળે છે, ને ચારે દિશાએ વહે છે.

**પર્વતઃ**—ગીર, ગીરનાર, શેત્રુંજો ને બર્ડા.

**નદીઓઃ**—ભાદર, શેત્રુંજી, મચ્છુ, ઓઝાત, આજી, વઢવાણનો ભોગાવો, લીમડીનો ભોગાવો ને સુકભાદર.

**જમીન પાક અને ઋતુઃ**—

કાઠિયાવાડના કિનારાની જમીન રેતાળ ને મધ્યભાગ ડુંગરાળ છે. મધ્યના ડુંગરાળ પ્રદેશની દક્ષિણે ભાદર ને શેત્રુંજી નદી વચ્ચેની જમીન સૌથી સારી છે. આ દ્વિપકલ્પને ગુજરાતના બીજા ભાગ સાથે જોડનારી સાંકડી પટી જે નળ નામે ઓળખાય છે. તેના નિચાણ ભાગમાં ડાંગર પાકે છે. ઝાલાવાડમાં ભાલ નામથી ઓળખાતા ભાગની જમીન કાળી છે, ને તેમાં ઘઉં તથા કપાસ પાકે છે. વાયવ્ય ખુણા તરફનો ભાગ રેતાળ ને ઉજડ છે. સામાન્ય રીતે કાઠિઆ-

વાડનો મુખ્ય પાક ઘઉં, કપાસ, ડાંગર, બાજરી, જુવાર, કઠોર ને તેલીબીઆં વગેરેનો છે.

દરીઆપરના પવનને લીધે દરીઆકિનારાપર બહુ તાપ લાગતો નથી, પણ મધ્યમાં ઉનાળામાં તાપ વધારે લાગે છે. ગુજરાતના બીજા ભાગ જેવો અહીં વરસાદ વરસતો નથી. બાબરીઆવાડમાં ઘણી ઝાડી હોવાથી ત્યાંનું પાણી સારૂં નથી.

વસ્તીઃ—કાઠિઆવાડની વસ્તી ૨૫૩૮૪૯૭ એટલે *ઉત્તર વિભાગથી પોણી છે. તેમાં ચાવડા, સોલંકી, જાડેજા, પરમાર, કાઠી વગેરે રજપુત જાતો અને મેમણ, મિઆંના વગેરે મુસલમાન જાતો જોવામાં આવે છે.

ધંધો ઉદ્યોગઃ—લોકોનો મુખ્ય ધંધો ખેતી છે. પણ કેટલીક જગાએ સોનેરી કસબનું કામ, અતલસ, કીનખાબ, ગુલાલ, કંકુ, મીઠું વગેરે લોકો બનાવે છે. અને તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે.

નિકાસઃ—પોરબંદરી પત્થર. ઘી, રૂ, અને તેલીબીઆં કાઠીઆવાડની મુખ્ય નિકાસ છે.

રેલવેઃ—આજથી ચાળીસ વરસ ઉપર આ પ્રાંતમાં રેલવે દાખલ થઇ છે, ને તે બધી કાઠિઆવાડના રાજાઓએ બંધાવેલી છે.

૧. ધ્રાંગધ્રાથી વઢવાણ, લીંબડી, બોટાદ ને ધોળા થઇ ભાવનગર જાય છે.

---

* ઉત્તર વિભાગ ( ખાલસા મુલક ) ની વસ્તી ૩૭૦૮૭૬૫ માણસની છે.

૨. ધોળાથી જેતપુર, ધોરાજી ને પોરબંદર સુધી.

૩. જામનગરથી રાજકોટ, ગોંડળ, જુનાગઢ ને વેરાવળ સુધી.

૪. રાજકોટથી વાંકાનેર ને વઢવાણ થઈને વીરમગામ સુધી જાય છે. આ સિવાય બીજી નાની રેલવે છે.

રાજ્યવ્યવસ્થાઃ—

આ પ્રાંતમાં નાનાં મોટાં મળી કુલ ૧૯૩ સંસ્થાનો છે. એમાંનાં ભાવનગર; પોરબંદર, ગોંડળ, ધ્રાંગધ્રા મોરબી, નવાનગર, જુનાગઢ, અને જાફરાબાદ પહેલા વર્ગનાં છે. વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ, ને વઢવાણ એ છ બીજા વર્ગનાં છે, અને બાકીનાં બધાં નાનાં છે. બધાં રાજ્યોની દેખરેખ સારૂ ગવર્નર જનરલ તરફનો ખાસ અમલદાર રાજકોટમાં રહે છે, અને તે અમલદાર એજંટ ટુ ધ ગવર્નર જનરલ કહેવાય છે. કાઠિઆવાડ ઉપરાંત કચ્છ અને પાલણપુર તેના કબજામાં છે. એના હાથ નીચે બીજા ચાર અમલદારો છે, અને તે દરેકને પોલિટિકલ એટંજ કહે છે, દરેકના તાબામાં કાઠિઆવાડનો એકેક પ્રાંત આપ્યો છે. કાઠિઆવાડના ચાર પ્રાંતનાં નામ હાલાર ઝાલાવાડ, ગોહીલવાડ અને સોરઠ છે, અને રાજકોટ, વઢવાણ, સોનગઢ, અને જેતલસર એ પ્રાંતોના પોલિટિકલ એજંટનાં સદર સ્ટેશનો છે. કાઠિઆવાડ વગેરે બધી એજંસિઓના રાજા ગાયકવાડ અને અંગ્રેજ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી તેમને રવાના કરે છે.

## (૧) હાલાર પ્રાંત.

આ પ્રાંત કાઠિયાવાડની વાયવ્યમાં આવેલો છે. હાલોજી નામના રજપુત પરથી આ પ્રાંતનું નામ હાલાર પડયું છે.

મોટાં રાજ્યોઃ—(૧) નવાનગર (૨) મોરબી (૩) ગોંડળ (૪) વાંકાનેર (૫) ધ્રોળ ને (૬) રાજકોટ.

જાણવા લાયક સ્થળઃ—

૧. **નવાનગરઃ**—નવાનગરના રાજ્યની રાજધાનીનું શહેર છે. અહીંના રાજ્યકર્ત્તા જાડેજા જાતના રજપુત છે, ને તે કાઠિઆવાડના જાડેજા રજપુતના શિરોમણી ગણાય છે. તેઓ જામના નામથી ઓળખાય છે. આ રાજ્યની હદના દરીઆમાંથી સારાં પાણીદાર મોતી નીકળે છે નવાનગર શહેર કાઠિઆવાડનાં સઘળા ગામો કરતાં સુંદર છે, ત્યાંનું કંકુ સુગંધી તેલ તથા રેશમી અને કસબી કાપડ વખણાય છે. શહેરમાં લખોટા મહેલ, કોઠા; મંજુવાવ વગેરે સારી જોવા લાયક જગાઓ છે. રાજાના નામપરથી નવાનગર **જામનગરના** નામથી પણ ઓળખાય છે. તેમાં જૈન લોકોનાં દહેરાં ઘણાં સુંદર આવેલાં છે. અને તેથી તેને "મંદીરોનું નગર" એમ પણ કહે છે.

૨. **મોરબી**—(૧૩૧૧૫) મોરબી રાજ્યની રાજધાનીનું શહેર મચ્છુ નદી પર આવેલું છે. અહીંના રાજ્યકર્તા જાડેજા જાતના રજપુત છે. આ ગામની પાસે મોરબી નામનો ડુંગર હોવાથી તેનું આવું નામ પાડયું છે. શહેરમાં

ઠાકોર સાહેબનો મહેલ, બાગ, દવાખાનું; ઝુલતો પૂલ, વગેરે જોવા લાયક છે. પૂલની લંબાઇ ૬૨૫ ફુટ છે.

૩ ગોંડળ--( ૧૭૪૧૮ ) ગોંડળ સંસ્થાનની રાજધાનીનું શહેર છે. અહીંના રાજયકર્તા જાડેજા જાતના રજપુત છે. અહીં ગરાશીઆઓના કુંવરોને ભણવાની એક સ્કુલ; તથા હાઇસ્કુલ છે.

૪. રાજકોટ—(૩૬૦૫૭) રાજકોટ રાજ્યની રાજધાનીનું શહેર આજી નદી પર આવેલું છે, અહીં રાજકુમાર કોલેજ, આલફ્રેડ હાઇસ્કુલ, ટ્રેનિંગ સ્કુલ, કેસરેહિંદ નામનો આજી નદી પરનો પૂલ, યુરોપીઅન મુસાફરોને ઉતરવાનો મુસાફરી બંગલો, લેંગ લાયબ્રેરી, વિકટોરીઆ જ્યુબિલી, મ્યુઝિઅમ વગેરે જોવા લાયક છે. શહેરની પાસેજ કેમ્પ છે, ત્યાંની હવા ઘણી સારી છે. ત્યાં કાઠિઆવાડ એજંસિના એજંટ ટુ ધ ગવર્નર, અને હાલાર પ્રાંતના પોલિટિકલ એજંટ રહે છે.

આ સિવાય વાંકાનેર ધ્રોળ, બાલાછડી વગેરે ગામો આવેલા છે. વાંકાનેર વાંકી બાંધણીનું શહેર છે, તથા બાલાછડી હવા ખાવાનું સ્થળ છે. ત્યાં ઘણા યુરોપીઅનો હવા ખાવા સારૂ જાય છે

## (૨) ઝાલાવાડ.

કાઠિઆવાડની ઉત્તરે કચ્છના રણની અડોઅડ આ પ્રાંત છે, તેમાં ઝાલા જાતના રજપુતોના રાજયો હોવાથી ઝાલાવાડ એવું નામ પાડવામાં આવ્યું છે.

**મોટાં રાજ્યો**—(૧) **ધ્રાંગધ્રા**, (૨) **વઢવાણ** ને (૩) **લીમડી**, આમાં ધ્રાંગધ્રા પહેલા વર્ગનું અને વઢવાણ ને લીમડી એ બે બીજા વર્ગનાં છે. આ સિવાય લખતર સાયણ, ચુડા ને બજાણા વગેરે નાનાં રાજ્યો છે.

**જાણવા લાયક સ્થળઃ**—

૧. **વઢવાણ**—(૧૬૩૯૦) વઢવાણ રાજ્યની રાજધાનીનું શહેર ભોગાવો નદી પર આવેલું છે. અહીંના રાજકર્તા ઠાકોર કહેવાય છે. આ શહેર કાઠિઆવાડના રૂના વેપારનું સ્થળ છે. તથા ત્યાં સાબુ બનાવવાનું એક કારખાનું છે. ભોગાવો નદીને કાંઠે કેમ્પ છે, તેમાં લશ્કરી છાવણી છે. તથા તે પોલિટિકલ એજટને રહેવાનું સ્થળ છે. ત્યાં જેલ, નિશાળો, તાલુકદારી ગરાસીઆ સ્કૂલ તથા સરકારી અમલદારોની કચેરીઓ આવેલા છે. વઢવાણ ઘણું જુનું ઐતિહાસિક શહેર છે.

૨. **લીમડી**--(૧૧૨૯૪) લીમડી સંસ્થાનનું મુખ્ય શહેર છે. અહીંના રાજ્યકર્તા ઠાકોર કહેવાય છે. આ ગામની સુડીઓ વખણાય છે, તાર ઓફિસ, પોસ્ટ ઓફિસ, દવાખાનું વગેરે દરબારી મકાનો જોવા લાયક છે.

૩. **ધ્રાંગધ્રા**—(૧૭૫૨૬) ધ્રાંગધ્રાના રાજ્યની રાજધાનીનું શહેર છે, અહીંના રાજ્યકર્તા રાજસાહેબ કહેવાય છે, રાજસાહેબનો મહેલ; રામ, કૃષ્ણ, રણછોડજી અને બળરામનાં દહેરાં જોવા લાયક છે. અહીંના પત્થર આખા ગુજરાતમાં મશહૂર છે.

૪. **મુળી**—સ્વામિનારાયણના મોટા મંદીર માટે આ ગામ જાણીતું છે.

## (૩) ગોહીલવાડ.

આ પ્રાંત કાઠિઆવાડના અગ્નિ ખુણા તરફ આવેલો છે, અને ગોહીલ રજપુતો ઉપરથી તેનું નામ ગોહીલવાડ પડયું છે.

મોટાં રાજ્યો—(૧) ભાવનગર (૨) પાલિતાણા (૩) વાળા ને (૪) લાઠી.

આમાં ભાવનગર પહેલા વર્ગનું અને પાલિતાણા બીજા વર્ગનું રાજ્ય છે.

જાણવા લાયક સ્થળોઃ—

૧ ભાવનગર—( ૫૯૨૯૨ ) ભાવનગર રાજ્યની રાજધાનીનું શહેર છે. આ શહેર ઇ. સ. ૧૭૪૨ માં ભાવસિંગજીએ વસાવ્યું હતું. તે કાઠિઆવાડમાં મોટામાં મોટું ને શોભિતું શહેર છે; આ શહેરમાં મોટું બંદર છે. તેની આસપાસ કોટ છે. હાલમાં દરીઓ ત્યાંથી વેગળો ગએલો છે તેથી ખાડી ખોદી નાનાં વહાણોને માટે માર્ગ કરેલો છે. અહીં એક દીવાદાંડી છે, દરબારી કચેરીનાં મકાનો, ઘડિઆળનો કોઠો. રાજમહેલ; મહાવિદ્યાલય (આર્ટ્સ કોલેજ) હાઇસ્કૂલ વગેરે જોવાલાયક મકાનો છે. ભાવનગર-ગોંડલ રેલવે થયાથી અહીંનો વેપાર ઘણોજ વધી પડયો છે. અહીં પાંચ રૂ દાબવાના વરાળના સંચા, એક રૂ કાંતવાનો સંચો ને કાપડ વણવાની એક મિલ પણ છે. અહીંના રાજ્યકર્તા મહારાજા કહેવાય છે.

૨. પાલિતાણા—(૧૨૮૯૦) આ ગામની નજીક શેત્રુંજો નામનો ડુંગર છે, તેના ઉપર જૈન લોકોનાં પ્રખ્યાત દહેરાં હોવાને લીધે તે શ્રાવક લોકોનું ધામ છે.

૩. મહુવા—આ એક સારૂં બંદર છે. અહીંના વેપારીઓ ઘણા પૈસાદાર ને સાહસિક છે. અહીંથી મુંબઈ ઘણું રૂ જાય છે; ને વસાઇ, દમણ ને મલબાર કાંઠેથી ઇમારતી લક્કડ આવે છે. અહીંના રમકડાં વખણાય છે.

૪. શિહોર–અહીનાં તાંબાપિત્તળનાં વાસણ વખણાય છે.

૫. ગઢડા--સ્વામિનારાયણના ધર્મનું મોટું જાત્રાનું ધામ છે.

## સોરઠ પ્રાંત

કાઠિઆવાડ નૈર્ઋત્ય ખુણા તરફ અરબી સમુદ્રને અડોઅડ આ પ્રાંત આવેલો છે, એનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું તે પરથી સોરઠ એવું નામ પડયું છે.

**મોટાં રાજ્યો**–જુનાગઢ, પોરબંદર ને જાફરાબાદ આ ત્રણ પહેલા વર્ગનાં રાજ્યો છે.

જાણવાલાયક સ્થળઃ—

૧. જુનાગઢ—(૩૩૨૨૧) જુનાગઢના રાજ્યની રાજધાનીનું શહેર છે. અહીંના રાજા બાબી જાતના મુસલમાન છે, અને તે નવાબ કહેવાય છે. જુનાગઢ શહેર ફક્ત ગઢ નામથી આખા ગુજરાતમાં ઓળખાય છે; એ શહેર પહેલાં જીર્ણદુર્ગ કે જીરણગઢ કહેવાતું. મહાન્ ભક્તકવિ નરસિંહ મહેતો આ ગામના વતની હતા શહેરમાં હાઇસ્કૂલ, મહાવિદ્યાલય; નવાબ સાહેબનો મહેલ, ઇસ્પિતાલ ને દરબારી મકાનો, નરસિંહ મહેતાનો ચોરો; મહમદ બેગડાની બંધાવેલી મસીદ વગેરે જોવા લાયક જગાઓ છે, શહેરની પાસે ગીરનાર નામનો પર્વત છે. તે હિંદુ અને જૈન લોકોનું

જાત્રાનું ધામ છે. ગીરનાર પર્વત પર અશોકના કોતરાવેલા જુના લેખો છે.

૨. **સોમનાથ પાટણ**--(૮૪૨૭) જુનાગઢના રાજ્યમાં દરીઆ પર આવેલું જુનું શહેર છે. તેને **પ્રભાસપાટણ** દેવપાટણ કે વેરાવળ પાટણ પણ કહે છે. ત્યાં પ્રખ્યાત સોમનાથ મહાદેવનું દેવાલયની આજુબાજુનાં ખંડેરો પરથી જણાય છે કે ત્યાં અગાઉ ઘણું મોટું પ્રાચીન દેવાલય હતું. આ દેવળનું ઉંચું શિખર આકાશમાં ડોકીઆં કરતું હતું. તેના ઉપર સોનાના કળશ હતા, અને ભગવી ધજા ફરફર ઉડતી હતી. દેવળને સીસાથી જડેલા સાગના છપ્પન થાંભલા હતા, એક અંધારા ઓરડામાં મૂર્તિ પધરાવેલી હતી; તે પાંચ હાથ ઉંચી હતી ને તેનો ઘેરાવો ત્રણ હાથ હતો. મૂર્તિની પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ લટકાવેલી હતી, અને તે સાંકળને નાની મોટી ઘંટડીઓ લટકાવેલી હતી, દરવાજે સુખડનાં સુંદર કારીગરીવાળાં કમાડ હતાં. દરેક ગ્રહણને દિવસે લગભગ એક લાખ હિંદુઓ જાત્રા માટે ભેગા થતા હતા, અને હિંદની કીમતી ચીજો મહાદેવને ભેટ ધરતા. આથી દેવાલયમાં ઘણું દ્રવ્ય એકઠું થયું હતું. વળી એવું કહેવાય છે કે ૧૨૦૦ માઇલ દૂર આવેલી પવિત્ર ગંગા નદીનું પાણી સોમનાથ મહાદેવની મૂર્તિને સ્નાન કરાવવાને દરરોજ લાવવામાં આવતું. હજારો બ્રાહ્મણો મહાદેવની પૂજા કરતા. અને જાત્રાળુઓને કરાવતા. જાત્રાળુઓની હજામત કરવાને ૩૦૦ તો હજામો કામે વળગતા. દેવળને દરવાજે ૩૫૦ ગવૈયા ગાવાને બેસતા, અને તે બધાને દરરોજ નક્કી કરેલો પગાર મળતો આ પ્રમાણે સોમનાથ મહાદે-

વની જાહોજલાલી હતી. તે દેવળનો મહમદ ગિજનીએ ભીમદેવ રાજાના વખતમાં નાશ કર્યો. મહમદ ગિજનીએ ઇ. સ. ૧૦૨૪ માં સોમનાથ પર ચઢાઇ કરી તેણે મૂર્તિને ભાગી નાંખી, દેવળ તોડી નાખ્યું અને પુષ્કળ દ્રવ્ય લુંટી લીધું પાછળથી કુમારપાળ નામના રાજાએ આ દેવળ સમરાવ્યું હતું.

૩. પોરબંદરઃ—(૨૮૬૯૯) પોરબંદર સંસ્થાનની રાજધાનીનું શહેર દરીઆકિનારા પર બંદર છે. અહીંના રાજા જેઠવા જાતના રજપુત છે. અને તે રાણા કહેવાય છે. આ જગાએ સુદામાપુરી હતી એમ કહેવાય છે. અહીંથી મુંબઈ, સુરત, અમદાવાદ વગેરે જગાએ પત્થરો મોકલવામાં આવે છે.

૪. જાફરાબાદઃ—નાનુ મુસલમાની રાજ્ય જંજીરાના નવાબને તાબે છે.

૫. વેરાવળઃ—(૧૯૩૬૫) અરબી સમુદ્ર પર બંદર છે.

## પાલણપુર એજંસિ.

**સીમાઃ**—ઉત્તરે મારવાડ અને શિરોહી. પૂર્વ શિરોહી અને મહીકાંઠા એજંસિ, દક્ષિણે ગાયકવાડનું સંસ્થાન ને કાઠિઆવાડ એજંસિનું ઝીંઝુવાડા સંસ્થાન, અને પશ્ચિમે કચ્છનું રણ આવેલું છે.

**દેખાવઃ**—એજંસિની ઉત્તર અને પૂર્વ દિશાએ ડુંગરોની હાર, પશ્ચિમે ઝાડપાન વિનાનો ખારોપાટ, અને બાકીનો ભાગ એક વિસ્તીર્ણ સપાટ મેદાન છે.

**પર્વતઃ**—શિરોહી.

**નદીઓ**—અનાસ અને સરસ્વતી.

ઋતુઃ—પશ્ચિમના રણને લગતા ભાગમાં ઊનાળામાં તાપ સખત પડે છે.

જમીન અને પાકઃ—આ એજંસિની જમીન ઘણે ભાગે રેતાળ છે. બીજી કાળી, ગોરાડુ ને ભાઠાની જમીન પણ છે. પાલણપુર સંસ્થાનની જમીન ગોરાડુ, રાધનપુર સંસ્થાનના કેટલાક ભાગની જમીન કાળી, ને રણના પ્રદેશની જમીન ખારી છે. ભાઠાની જમીન નદી કાંઠાની છે. મુખ્યત્વે કરીને જુવાર, ડાંગર, ઘઉં, કપાસ, બાજરી, કઠોળ, તલ, એરંડી અને સરસવનો પાક થાય છે.

વસ્તીઃ—( ૫૧૮૫૬૬ ) માણસની છે.

રાજ્ય વહીવટઃ—આ એજંસિનાં તમામ સંસ્થાનો પર દેખરેખ રાખવાને અંગ્રેજ સરકાર તરફથી એક અંગ્રેજ અમલદાર નીમેલા છે, તે પોલિટિકલ એજંટ કહેવાય છે. તેમના ઉપરી રાજકોટમાં રહે છે.

સંસ્થાનોઃ—મુસલમાની–(૧) પાલણપુર, ( ૨ ) રાધનપુર, ( ૩ ) વારાઈ ને ( ૪ ) તેરવાડા.

રજપુતઃ—(૧) થરાદ, (૨) મોરવાડા, (૩) વાવ, (૪) સુઇગામ ને (૫) દેવદર.

કોળીઃ—(૧) ભામર, (૨) કાંકરેજ.

જાણવા લાયક સ્થળઃ—

પાલણપુરઃ—(૧૭૨૪૩) પાલણપુર સંસ્થાનની રાજધાનીનું શહેર છે, તથા એજસિના પોલિટિકલ એજંટનું સદર સ્ટેશન છે. પાલણપુર સંસ્થાનના રાજા મુસલમાન જાતના છે, ને તે દીવાન કહેવાય છે. આ શહેર પ્રહ્લાદદેવ

નામના માણસે વસાવ્યું હતું; તેથી તેને અસલ પ્રહ્‌લાદપટ્ટણ કહેતા. પાછળથી પાલણસી ચોહાણે તેને આબાદ કર્યું ત્યાર પછી તેનું નામ પાલણપુર પડયું. શહેરને ફરતો કોટ છે, તે તથા રાજમહેલ, કચેરીઓ, હાથીખાનું વગેરે મકાનો જોવા લાયક છે.

ડીસા—(૭૨૧૮) પાલણપુર સંસ્થાનમાં બનાસ નદીને કાંઠે આ શહેર આવેલું છે. પહેલાં અહીં ફરૂકાબાદ નામનું મોટું નગર હતું. અહીંની હવા સારી છે. શહેરની પાસે અંગ્રેજ સરકારના દેશી અને યુરોપીઅન લશ્કરની છાવણી છે. તે ડીસા કેન્ટોન્મેટ કે ડીસા કેમ્પના નામથી ઓળખાય છે.

રાધનપુરઃ—(૯૯૦૨) રાધનપુર સંસ્થાનના રાજ્યકર્તા નવાબ અહીં રહે છે. શહેરમાં રાજમહેલ, કચેરીઓ, હિંદુ અને જૈન લોકોનાં મંદીરો તથા અનાથાશ્રમ વગેરે જોવાલાયક જગાઓ છે.

પંચાસરઃ—ગુજરાતના રાજા જયશિખરીની રાજધાનીનું શહેર હતું. હાલ ત્યાં એક નાનું ગામડું માત્ર છે. ગામડાની આજુબાજુ જુના શહેરનાં ખંડેરો માલમ પડે છે.

બાળારામ મહાદેવઃ—પાલણપુરથી જતાં ચિત્રાસણી પાસે બાળારામ નદીને કાંઠે સુંદર ડુંગરી ઉપર બાળારામ મહાદેવનું દહેરૂં આવેલું છે. આજુબાજુનો પ્રદેશ વનસ્પતિથી ભરપુર અને રમણીય છે. અહીં શ્રાવણ મહીનામાં દર સોમવારે મેળો ભરાય છે.

*લોટેશ્વરઃ—મુંજપુર નામે ગામની પશ્ચિમમાં લોટીમાં એ શિવાલય છે. ત્યાં ફાગણ વદ અમાસે મોટો મેળો ભરાય છે ત્યાં એક કુંડ છે ભૂત વળગ્યાના વહેમવાળા લોકો લાગટ ત્રણ વર્ષને મેળે આવે છે, તેથી એવા વખતે જોવાની ઘણી મઝા પડે છે.

## દીવ અને દમણ.

**દીવ** નામનો બેટ કાઠિઆવાડના દક્ષિણ કિનારા પર આવેલો છે. તે ફીરંગી કે પોર્ટુગીઝ લોકોને તાબે છે. પોર્ટુગીઝ લોકો ઈંગ્લેન્ડથી થોડે દૂર આવેલા પોર્ટુગીઝ દેશના વતની છે. દીવના ભાવસારો છાપવાનું કામ સારૂં કરે છે. અસલ એ વેપારનું મોટું મથક હતું.

**દમણ** સુરત જિલ્લાની દક્ષિણે ફીરંગી લોકોનું બીજું સંસ્થાન છે. આ સંસ્થાન લગભગ ખંભાત સંસ્થાન જેવડું છે. દમણ તાબાનો **નગરહવેલી** તાલુકો ઘણો ફળદ્રુપ છે, અને તેમાં મુખ્ય પેદાશ ડાંગર, ઘઉં, નાગલી, કઠોળ અને તમાકુ છે.

---

* લોટેશ્વર વિષે એમ કહેવાય છે, કે બે મિત્રો જતા હતા તેમાના એકને શિવના દર્શન કર્યા વિના જમવું નહિ, એવો નિયમ હતો તેથી બીજો જે એનો મિત્ર સાથે હતો, તેણે પેલો જાણે નહિ એવી રીતે માટીની લોટી ઉંધી વાળીને એ શિવલિંગ છે એમ કહ્યું. પેલાએ તેનું કહેવુ સાચુ માનીને ખરા પ્રેમથી પૂજન કર્યું ને પછી ભોજન કર્યું પાછળથી તેના મિત્રે “એ તો લોટી છે ને મેં તારી મશ્કરી કરી હતી.” એમ કહી ઉંધી વાળેલી લોટીને પગથી ઠોકર મારી, પણ તે ઉખડી નહિ ને તેમાથી લોહી નીકળ્યું. ત્યારથી તે સ્થાન લોટેશ્વર નામથી ઓળખાવા લાગ્યું, ને તેની નામના વધી.

## વડોદરા રાજ્ય.

અંગ્રેજી રાજ્યના જિલ્લાઓ અને એજંસિઓની વચ્ચે છુટું આ રાજ્ય આવેલું છે.

**રાજ્યવહીવટઃ**—ગુજરાતનાં રાજ્યોમાં વડોદરા–ગાયકવાડ–સરકારનું રાજ્ય મોટું છે. તે મુંબઇ સરકારના તાબામાં નથી, પણ હિંદી સરકાર--વૉઇસરૉયના તાબામાં છે. તેમના તરફથી એક અમલદાર વડોદરામાં રહે છે. તે રેસિડંટ કહેવાય છે. ગાયકવાડ સરકારે પોતાના રાજ્યનો વહીવટ ચલાવવાને અંગ્રેજ સરકારના માફક જુદાંજુદાં ખાતાં સ્થાપેલાં છે. પણ ખાતાના ઉપરીઓનાં ઘણાંખરાં નામ દેશી ભાષામાં રાખેલાં છે. રાજ્યનો વહીવટ ચલાવવાને આખા રાજ્યના ચાર ભાગ પાડેલા છે તે પ્રાંત કહેવાય છે. પ્રાંતના ઉપરી અમલદાર સુબા કહેવાય છે. ન્યાયની વડી અદાલત વરીષ્ટકોર્ટ છે. અને તે વડોદરા શહેરમાં છે.

ગાયકવાડ સરકાર પોતાની રૈયતને સુખી કરવા ઘણા પ્રયત્ન કરે છે. રાજ્યના તમામ લોકો પોતાનાં છોકરાંને કેળવણી આપે એ ઉદ્દેશથી આખા રાજ્યમાં મફત અને **ફરજીઆત** કેળવણી આપવાનો ધારો કર્યો છે. તથા **બાળલગ્નનો** કાયદો કરી છોકરાને નાનપણથી પરણાવી દેવાનો રિવાજ બંધ કરવાને પ્રયત્ન કર્યો છે. મોટા શહેરમાં અંગ્રેજી નિશાળો અને હુન્નરશાળાઓ કાઢી છે. તથા લોકોને વાચનનો લાભ મળે એ હેતુથી લાયબ્રેરિઓ સ્થાપી છે.

**વસ્તીઃ**—૨૦૦૦૦૦ માણસની છે.

પ્રાંતઃ—(૧) કડી પ્રાંત (૨) વડોદરા પ્રાંત (૩) નવસારી પ્રાંત ને (૪) અમરેલી પ્રાંત.

જમીન, પાક અને આબોહવાઃ—

૧. કડી પ્રાંતઃ—જમીન ઘણે ભાગે રેતાળ, અને હવા સુકી ને સારી છે. બાજરી, જુવાર અને ઘઉં એ તેનો પાક છે.

૨. વડોદરા પ્રાંતઃ—જમીન ઘણે ભાગે સપાટ ને કેટલેક સ્થળે ટેકરાટેકરીને વરસાદ જોઇતો આવે છે. પાકમાં બાજરી, ડાંગર, તમાકુ, જુવાર, કપાસ ને કોદરા મુખ્ય છે.

૩. નવસારી પ્રાંતઃ—આ પ્રાંતનો પૂર્વ ભાગ ડુંગરો ને જંગલો વાળો તથા પશ્ચિમ તરફનો ભાગ રસાળ છે અને વરસાદ બીજા ભાગ કરતાં વધારે પડે છે. જંગલોને લીધે પશ્ચિમ ભાગનાં હવાપાણી ખરાબ છે. આ પ્રાંતમાં શેરડીનો પાક સારો છે.

૪. અમરેલી પ્રાંતઃ—આ પ્રાંતની જમીન ઘણે ભાગે ડુંગરાળ છે, ને વરસાદ થોડો વરસે છે કોડીનાર તરફની હવા સારી નથી. મુખ્ય પાક બાજરી, જુવાર, ઘઉં, શેરડી અને રૂ છે.

જાણવાલાયક સ્થળોઃ—

૧. વડોદરાઃ—(૧૦૦૦૦૦) ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર વીશ્વામિત્રી નદીને પૂર્વ કિનારે આવેલું છે. ચંદન નામના રાજાએ આ શહેર વસાવ્યું હતું, અને પોતાના નામ પરથી ચંદનાવતી એવું નામ રાખ્યું હતું. શહેર સરકારી મકાનોને લીધે ઘણું શોભિતું છે. તેમાં માંડવી નામથી ઓળખતો ભાગ ઘણોજ સુંદર છે. શહેરમાં કોલેજ, ન્યાયમંદિર, લક્ષ્મીવિલાસ રાજમહેલ, નજરબાગનો બંગલો, ચીમનાબાઇ ટાવર, સ્વામીનારાયણનું મંદિર, રાજમહેલનો ભાગ, સાર્વજનિક બાગ વગેરે જોવાલાયક જગાઓ છે.

સાર્વજનિક બાગ કામાટીબાગ કહેવાય છે. આ બાગ ઘણો વિશાળ છે, બાગની વચ્ચે થઇને વિશ્વામિત્રી નદી વહે છે. તે ઉપર એક ઝુલતો પૂલ બાંધેલો છે. આ બાગમાં એક મોટું સંગ્રહસ્થાન છે, તેમાં જાતજાતનાં મરેલાં અને જીવતાં પ્રાણીઓ, હાડપિંજરો, તથા કારીગરીની ઉત્તમ વસ્તુઓ રાખેલી છે.

૨ ડભોઇઃ—વડોદરેથી ૧૮ માઇલપર જુના કિલ્લાને માટે પ્રખ્યાત છે. આ કિલ્લો હાલમાં ખંડેર હાલતમાં નજરે પડે છે. એને ચાર દરવાજા છે. તેમાં હીરા દરવાજો નકશીમાં ચઢિઆતો છે. રાજા વીસળદેવે એ કિલ્લો બંધાવ્યો હતો, અને હીરા નામના કુશળ કારીગરને તે કામમાં રોકયો હતો, હીરાએ કોટ ચણવા માટે આણેલા પત્થરોમાંથી એક તળાવ બંધાવવા માંડયું, અને ગએલા પત્થરની ખોટ કરવા માટે ધાર પર પત્થર રાખી અંદર માટી અને ઇંટો પુરી, આ વાત રાજાએ જાણી એટલે તેને દરવાજા આગળ કોટમાં જીવતો ચણાવ્યો. આ હીરાના નામ પરથી દરવાજાનું નામ હીરા દરવાજો પડયું.

૩. પાટણઃ—(૩૦૦૦) આ શહેર કડી પ્રાંતમાં આવેલું છે. ગુજરાતના રાજા વનરાજે આ શહેર વસાવ્યું હતું, અને પોતાના મિત્ર અણહીલ ભરવાડના નામ પરથી અણહીલપુર પાટણ એવું નામ પાડયું હતું. ગુજરાતના રજપુત રાજાઓની રાજધાની ઘણા વખત સુધી અહીં હતી, વનરાજની મૂર્તિ તથા સિદ્ધરાજે બંધાવેલી રાણિવાવ હજુ અહીં હયાત છે, સિદ્ધરાજે બંધાવેલું સહસ્ત્રલિંગ તળાવ તદ્દન પુરાઈ ગયું છે, અને તેની જગાએ હાલ ખેતરો થયાં છે. આ તળાવની પારપર હજાર મહાદેવનાં દહેરાં હતાં તેથી

તેનું નામ સહસ્ત્રલિંગ પડયું હતું. આ શહેર તરવાર, સુડી, પટોળાં અને માટીનાં વાણુસ માટે પ્રખ્યાત છે.

૪. **વડનગરઃ**—આ શહેર ઘણા જુના વખતનું છે. હાટકેશ્વર મહાદેવનું, આશાપુરી માતાનું, જળેશ્વર મહાદેવનું વગેરે ઘણાં દહેરાં તથા વહીવટદારની કચેરી, વગેરે જોવાલાયક જગાઓ છે, **વડનગરા નાગરો** મૂળ અહીંના વતની છે; તેઓ અહીંથી ગુજરાતના જુદા જુદા ભાગમાં જઈને વસ્યા છે. પણ હાલમાં માત્ર તેઓનાં એક કે બેજ ઘર છે.

૫. **ઉત્કંટેશ્વર-ઉટડીઆ મહાદેવ**—આ પવિત્ર ને પ્રખ્યાત શિવાલય વાત્રક નદીને ડાબે કાંઠે ગાયકવાડ સરકારની હદમાં પુનાદરા ગામની નજીક આવેલું છે. અહીં જાબાલી ઋષિનો આશ્રમ હતો એમ કહેવાય છે. મહાશિવરાત્રિને દિવસે અને સિંહસ્થ વર્ષે મોટો મેળો ભરાય છે. મેળામાં એક લાખ કરતાં પણ વધુ જાત્રાળુઓ આવે છે.

૬. **બહુચરાજી**—ગાયકવાડ સરકારની હદમાં એ બહુચરાજી માતાનું પવિત્ર સ્થળ આવેલું છે. અહીં ચૈત્ર સુદ ૧૫ ને દિવસે મોટો મેળો ભરાય છે.

૭. **સિદ્ધપુરઃ**—(૧૫૦૦૦) કડી પ્રાંતમાં સરસ્વતી નદી પર જાત્રાનું ધામ છે, અહીં ઘણા લોકો માતૃશ્રાદ્ધ કરવા માટે આવે છે. ગામમાં મહાદેવનું રણછોડજીનું, શામજીનુ ગોપીનાથનું વગેરે ઘણાં દહેરાં છે. રૂદ્રમાળ નામનું મહાદેવનું દહેરૂં જે ગુજરાતના રાજા મૂળરાજે બંધાવ્યું હતું, ને સિદ્ધરાજે પુરૂં કરાવ્યું હતું, તેનાં ખંડેરો જોવામા આવે છે. અસલ એ જોવાલાયક દહેરૂં હતું. ત્યાં વર્ષમાં ચાર વાર જાત્રા ભરાય છે. એક કાર્તકી પુનમે, બીજી આસો સુદ પુનમે, ત્રીજી શ્રાવણ વદ આઠમે ને ચોથી શ્રાવણ મહીનાના દર સોમવારે.

૮. નવસારીઃ—નવસારી મહાલનું મુખ્ય ગામ છે. અહીં પારસી લોકોની વસ્તી વધારે છે. હાઇસ્કૂલનું મકાન, લાયબ્રેરી, દવાખાનું, પારસી લોકોની અગિઆરીઓ વગેરે જોવાલાયક મકાનો છે. અહીંની હવા ઉનાળામાં ઠંડી તથા તંદુરસ્તીને અનુકૂળ હોવાથી ગાયકવાડ સરકાર હવા ફેર માટે અહીં આવે છે. મહારાજાએ પોતાને રહેવા માટે એક સુંદર મહેલ બાંધેલો છે.

૯. કર્નાળીઃ—નર્મદા નદીને કાંઠે જાત્રાનું મોટું ધામ છે.

૧૦. ચાંદોદ—નર્મદાને ઉત્તર કાંઠે જાત્રાનું ધામ છે. અહીં મહાદેવ, માતા, હનુમાન વગેરેનાં સુંદર દહેરાં આવેલાં છે. દર વરસે કાર્તકી અને ચૈત્રી પુનમે મોટી જાત્રા ભરાય છે. અહીં નર્મદા સ્નાન કર્યાથી સર્વ પાપમાંથી મુક્ત થવાય છે એમ લોકો માને છે.

૧૧. દ્વારકાંઃ—કાઠિઆવાડને પશ્ચિમ કિનારે બંદર છે. જુના વખતમાં એ કૃષ્ણ ભગવાનની રાજધાનીનુ શહેર હતું. અને તે વખતે તે ઘણું સમૃદ્ધિવાન અને શોભિતું હતું. એમ કહેવાય છે કે એ અસલ દ્વારકાં તો દરીઆમાં ડુબી ગયું છે, ને આ ત્યારપછી બીજું નવું વસ્યું. આ ગામ જાત્રાનું ધામ છે, ને દર વર્ષે હજારો જાત્રાળુઓ ત્યાં જાત્રાએ જાય છે. દહેરાં સિવાય ગામમાં બીજું કંઇ જોવાલાયક નથી, અહીં જાત્રાએ ગએલા લોકો દ્વારકા ગયાની નિશાની તરીકે હાથે ચિહ્ન કરાવે છે.

આ ઉપરાંત નવસારી પ્રાંતમાં સોનગઢ જે અસલ ગાયકવાડની રાજધાનીનું શહેર હતું. બહુચરાજી જાત્રાનું સ્થાન છે, ઉંઝા કડવા કણબીની કુળદેવીનું સ્થાન છે. તથા કડી અને વીસનગર વગેરે બીજાં જાણવાલાયક સ્થળ છે.

## ખંભાત સંસ્થાન.

**સીમાઃ**—ઉત્તરે અને પૂર્વે ખેડાજિલ્લો, દક્ષિણે ખંભાતનો અખાત, અને પશ્ચિમે અમદાવાદ જિલ્લો આવેલો છે.

**આબોહવાઃ**—આ સંસ્થાનની નજીક દરીઓ હોવાથી બહુ તાપ કે બહુ ટાઢ પડતી નથી. હવા સમધારણ ને લોકોની તંદુરસ્તીને ફાયદાકારક છે. વરસાદ પણ ખેતીને માફકસર વરસે છે.

**જમીન અને પાકઃ**—ઉત્તર અને પશ્ચિમ તરફની જમીન ઘણે ભાગે કાળી છે, ને તેમાં કપાસ તથા ઘઉં પાકે છે. પૂર્વ તરફની જમીનને મળતી છે, ને તેમાં બાજરી, ડાંગર, કઠોળ વગેરે ધાન્ય તથા તમાકુ, અળશી વગેરે પાકે છે.

**નદીઓઃ**—**મહી અને સાબરમતી** આ બે નદીઓ આ સંસ્થાનના હદમાં દરીઆને મળે છે.

**વસ્તીઃ**—૭૧૭૯૨ માણસની છે.

**રાજ્યવહીવટઃ**—અહીંના રાજ્યકર્તા મોગલ જાતના મુસલમાન છે; ને તે નવાબ કહેવાય છે. સંસ્થાનના પોલિટિકલ એજંટ તરીકેનું કામ ખેડા જિલ્લાના કલેકટર કરે છે.

**જાણવા લાયક સ્થળોઃ**—

૧. **ખંભાત**—(૨૭૨૫૧) ખંભાતના અખાતને કિનારે અને રાજધાનીનું શહેર છે. અસલ એનું નામ સ્તંભતીર્થ હતું, અહીં અકીકની જણશો સારી થાય છે, તથા સુત્રફેણી વખણાય છે. શહેરને ફરતો કોટ છે. નવાબ સાહેબનો મહેલ, ન્યાયમંદીર, નિશાળો, હાઈસ્કુલ વગેરે સરકારી મકાનો હિંદુ અને જૈનલોકોનાં દહેરાં તથા લાલબાગ, દીલખુશબાગ, વગેરે જોવા લાયક જગાઓ છે.

સમાપ્ત.

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ

મુદ્રક: પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.